[1] તા૦ ૨૦ મી મારચ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટ" ને લગતી નિશાળોનાં છોકરાઓ તથા છોકરીઓને ઇનામો આપવા માટેનો એક મેલાવડો આજ દીને અતરેના ટાઉનહાલમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઇના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર બીરાજયો હતો. એ ખાતાંના પ્રીનસીપાલ મી૦ જેમસ રકારજીએ રીપોરટ વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાંને લગતી મુંબઇની નીશાળોમાં ૯૨૮ છોકરા તથા ૭૫૦ છોકરીઓ તથા દેશાવરોની નિશાળોમાં ૮૪૯ છોકરા અને ૩૪૦ છોકરી મળી ૨૮૬૭ બાળકો કેળવણી લેતાં હતાં. એ બાદ રેવરંડ મી૦ એટકીનસે છોકરાઓ તથા ડાકટર ધીરજરાંમ દલપતરાંમે છોકરીઓની સેહજ પરીક્ષા લીધી, જે બાદ સરનશીને પોતાંને હાથે ઇનામો વેંહચી એક સુભાખીત ભાષાણ કીધું જેની સેવટે જણાવ્યું હતું કે "નામદાર લેડી આવાંબાઈ જેઓ એ ખાતાંની અમર કીરતીના રથાપનારનું માનવંતું નામ રાખેછે, તેમની સાથે જ્યારે તે નામદારને મેલાપ થશે ત્યારે તેણે આંહી શું જોયું હતું અને તેથી તેને કેવી ખુશાલી ઉપજી હતી તેથી તેઓને તે વાકેફ કરશે." એ પછી સર જમશેદજી જીજીભાઈ બારોનેટે ઉઠી નામદાર સરનશીનનો એક નાયલું ભાષાણ કરી ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઇ હતી.[2]

---

તા૦ ૨૫ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને ગંદેવી ગામ મધે અંજુમનનાં ઉધરાતથી બંધાવવા માડેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિઆ નવસારીવાળા દસ્તુર કેકોબાદજી રૂસતમજી મેહરજીરાણાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી. આ વેળાએ ૪૦૦૦ જરથોસ્તીઓનો મેલાવડો ત્યાં થયો હતો, તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ એ દોખમાંનાં કામમાં નાણાંની સારી મદદ કરી તેથી તેમનો ઉપકાર માનવામાં આવ્યો હતો.[2]

---

તા૦ ૨૭ મી મારચ.

લંડનની "એથનોલોજીકલ શોશાએટી" ની હજુરમાં ગઇ તા૦ ૧૪ મી ફેબરવારીએ મી૦ જાન ક્રાફરડ વાંચેલા રેસાલામાં એવું જણાવ્યું હતું કે એશીઆ ખંડના લોકો કરતાં યુરોપ ખંડના લોકોની મનશક્તિ વધારે ચહડતી અને બળવાન છે. એ ઉપરથી એ રેસાલાના જવાબમાં શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે એજ શોશાએટીની આજ દીને મળેલી સભામાં એક બીજો રેસાલો વાંચી હિંદુઓ તથા પારસીઓની મનશક્તિ કેટલી ખીલી શકેછે, તેના દાખલા આપ્યા, તથા બતાવી આપ્યું કે એશીઆ ખંડમાં નીતિ, સચ્ચાઈ અને બીજી નેકીને યુરોપના સરખો દરજ્જોછે.[3]

---

તા૦ ૩૧ મી મારચ.

ભરૂચ મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનું એક ફંડ ઉભું કરવાને ત્યાંની અંજુમન આજ દીને બાહેરકોટની કાંઠાપરની દરેમેહરમાં ભેગી મળી હતી. તે વેળાએ એ બાબેનું એક ફંડ ત્યાંની પંચાતના તરસ્ટીઓ હસ્તક ઉભું કરવાનો ઠેરાવ થયો હતો, અને તેમાં તેજ વખતે રૂ૫૪૯૨। ભરાયા હતા. આ વેળાએ મુંબઇથી ગયલા શેઠ બહમનશાહ કાવશજી ભરૂચા અથવા વકીલ તેમજ શેઠ શોરાબજી રતનજી ડાકટરે અસરકારક ભાષાણો કીધાં હતાં.[4]

---

"શ્રી દાદાર હોરમજદની મદદથી આ કુવો શને ૧૨૩૫ "યઆજદજરદી શને ૧૮૬૬ ઇશવી શવંત ૧૯૨૨ નાં "વીક્રમાંજીત. એ શાલમાં શ્રી તારાપોરનાં નવાં દોખ"માંનાં કાંમ શારૂં બાંધેઓછે. રોજ ૨૭ મો ને માહ ૬ "ઠો તથા ૭ મો."

એ દોખમું તથા શગડી બાંધવા પર બધો મલી રૂ૪૨૦૦૦) નો ખરચ થયો હતો, અને ઉઘરાંણું રૂ૩૧૦૦૪)૨૪॥ નું થયું હતું. જેથી બાકીની રૂ૧૧૦૦૦) ની રકમ મેળવવાને એના વાનેજરો શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેહરજીભાઇ બાપુજી વીકાજી, દોરાબજી ભીખાજી તારાપોરવાળા, રૂસતમજી શાપુરજી તારાપોરવાળા, અને રતનજી કુવરજી તારાપોરવાળાએ તા૦ ૨૨ મી નવેમબર ૧૮૬૮ નાં રાસ્ત ગોફતારમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી મારચ ૧૮૬૬.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી આપરેલ ૧૮૬૬.

૩ આ રેસાલાનું એક ચોપાંનયું નીચલા નામથી બાહેર પાડવામાં આવ્યું હતું :—

"The European and Asiatic races. Observations on the paper read by John Crawford Esq. F. R. S. before the Ethnological Society, on February 14th, 1866 Read before the Ethnological Society, March 27th, 1866 By, Dadabhai Naoroji. London: Trubner & Co, 60, Paternoster Row, 1866"

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી આપરેલ ૧૮૬૬.

એ રૂ૫૪૯૨। નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૫૦૧) રૂસતમજી શોરાબજી દલાલ, બહમનશાહ બેહરાંમજી વકીલ, મનચેરજી શોરાબજી દલાલ, હોરમજજી બેહરાંમજી વખારીઆ. (રૂ૫૦૦) બહમનશાહ બેહરાંમજી મેહતાજી. (રૂ૨૦૦) હોરમજજી નાનાભાઇ કાલાભાઇ જંબુસરવાલા, હોરમજજી માણેકજી નગરશેઠ. (રૂ૧૫૦) દીનશાહજી ફરાંમજી હમાવરાના. (રૂ૧૨૫) હોરમજજી અસલાજી ગાંધી, બહમનશાહ શોરાબજી ધનજીભાઇ મારશલના. (રૂ૧૦૦) નવરોજજી મનચેરજી વખારીઆ, પેશતનજી હોરમજજી બરૂ, જીવાજી બેહરાંમજી હાથીદારૂવાળા, શેહરીયારજી નશરવાંનજી મેહતાના, શોરાબજી રતનજી ડાકટર મુંબઇવાળા. (રૂ૭૫) દસ્તુર પેશોતનજી અસપંદીઆરજી કામદીનજીનાં નામે, બેહરાંમશાહ

તા૦ ૨ જી એપરેલ.

હિંદુસ્થાનના માજી શેક્રેટરી ઑફ સ્ટેટ સર ચારલસ વુડ (લારડ હેલીફાકસ) આઠ વર્ષ સુધી પોતાનો ઓહ્દો આ દેશના હકમાં બલીક તરાહના ફાએદા ભર્યો અમલ બજાવ્યો હતો, તે ઓહ્દો છોડવાને લીધે એ ઉમરાવને અતરેના

દાદાભાઈ મુનસફ, ફરદુનશાહ ધનજીભાઈ, તેહમુલજી હોરમજજી ગોદરેજના મુનસફ. (રૂ૫૧) બહમનજી નાનાભાઈ. (રૂ૫૦) હોરમજજી બહમનજી, અરદેસર બેહરામજી ગાંધી, શેહરીઆરજી હોરમજજી કાપડીઆ, જીવણજી નવરોજજી હમાવાલા, બેહરામજી ફરદુનજી વકીલ, ફરદુનજી જીવણજી, શેહરીઆરજી પેશતનજી ગાંધી, બેજનજી હોરમજજી કાપડીઆ, ધનજીશાહ મેહરવાનજી ડાકટરના, દસ્તુર રૂસતમજી અસપંદીઆરજી કામદીનના, નશરવાનજી જમશેદજી દસ્તુર કામદીનના, શેહરીઆરજી મનાજી તારીવાલા, જીવરાજજી જીવાજી કાપડીઆ, અરદેસર મેહરવાનજી, ફરામજી ખરશેદજી, (૪૦) મનચેરજી ખરશેદજી કાપડીઆ, તેહમુલજી ફરદુનજી ચોકસી, (રૂ૩૫) પેશતનજી જીવાજી ભાણુજ, (રૂ૩૧) મેહરવાનજી જામાસપજી ભફરીઆ, દીનશાહજી ધનજીભાઈ ખંબાતા, (રૂ૨૫) નવરોજજી નશરવાનજી ગેંડા, ગાંધી અરદેશર દાદાભાઈ, ખરશેદજી મનચેરજી, પાલણજી જમશેદજી, પેશતનજી હીરાજી, મેહરવાનજી ફરદુનજી ફોલાંવાલા, એદલજી ધનજીભાઈ, પીરોજશાહ અરદેશરજી, અસલાજી દોરાબજી, રૂસતમજી ખરશેદજી અફીણવાલા, (રૂ૧૬૦૧) રૂ૨૫ ની અંદરની રકમ.

એ પછી એ ફંડમાં ત્યાંના જરથોસ્તીઓએ સરઅવસરે રકમો ભરી એ ફંડ હાલ તેના સવંત ૧૯૪૮ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૨૦૬૯૦॥।≡ નું કીધુંછે, અને તે મધેથી હાલ સુધી કરસો ખરચ ન કરતાં તે મોટી રકમનું થાય ત્યાં સુધી વધારવા જાયછે, અને રવાંનોને અવલમંજલ પોંહચાડવાનો ખરચ જે દર શાલ આસરે રૂ૧૮૦૦) થાયછે તે પંચાતનાં જનરલ ફંડમાંથી કરવામાં આવેછે.

આએ જગાએ ભરૂચની પારસી પંચાતનાં ફંડની વીગત આપવી જરૂરની છે. એ ફંડ ઈ૦ સ૦ ૧૮૩૪ માં ભરૂચ મધે અંજુમનના ઊબરાતથી છેલ્લું દોખમું બંધાયું ને વેળાએ બાકી વધેલી રૂ૭૭૬૪)≡॥ ની રકમ પરથી ઊભું થયું છે. એ દોખમાંનાં ઊઘરાંણાંમાં ભરૂચના જરથોસ્તીઓએ ૩૧૦૨૯૮)≡ તથા મુંબઈના જરથોસ્તીઓએ રૂ૨૯૧૫૧)≡। એ૦ રૂસતમજી જીવણજી ઓલીઆજી તથા શેઠ જીવાજી જમ્શુભાઈ ભરૂચા અને શેઠ કુવરજી કાલાભાઈ પટેલ હસ્તક ભરી આપેલા તથા વ્યાજના રૂ૭૭૭૦॥।— મળી રૂ૩૯૭૮૭॥।— થયા હતા, તથા ખરચ સર્વે રૂ૩૨૦૨૩॥।—॥ થયો હતો તે બાદ કરતાં ઊપર મુજબ રૂ૭૭૬૪)≡॥ વધ્યા તેનું ભરૂચની પારસી પંચાતનું એક ફંડ ઊભું કરી તેના તરસ્ટીઓ તરીકે શેઠો માણેકજી કાવસજી નાનાભાઈ, બેહરામજી ફરદુનજી વકીલ, મનચેર હીરજી પટેલ, બહમનજી નાનાભાઈ શેઠના, અને શેરાબજી જમશેદજી દેસાઈને ઠરાવ્યા હતા. એ પછી જેમ જેમ તરસ્ટીઓની જગા ખાલી થતી ગઈ તેમ તેમ તેમની જગાપર ભરૂચના નીચલા જરથોસ્તીઓ શામેલ થયા કીધા હતા.—શેઠો ફરામજી નવરોજજી હમાવરાના, શેહરીઆરજી બેહરામજી વકીલ, શેરાબજી ધનજીભાઈ ખંબાતા, દસ્તુર પેશતનજી અસપંદીઆરજી કામદીનજી, દાદાભાઈ ફરદુનજી મુનસફ, દસ્તુર કાવસજી અસપંદીઆરજી કામદીનજી, જીવણજી નવરોજજી હમાવાલા, બહમનશાહ બેહરામજી વકીલ, રૂસતમજી શેરાબજી દલાલ, બહમનશાહ બેહરામજી મેહતાજી, દીનશાહ ફરામજી હમાવરાના, હોરમજજી નાનાભાઈ કાલાભાઈ જંબુસરવાલા, મનચેરજી શેરાબજી દલાલ, મનચેરશાહ બહમનશાહ મારફાળના, બેહરામશાહ દાદાભાઈ મુનસફ, મનચેરશાહ ડોશાભાઈ વકીલ, ધનજીશાહ મેહરવાનજી ડાકટર, દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજી, નશરવાનજી રૂસતમજી દલાલ, પીરોજશાહ રૂસતમજી દલાલ, દારાશાહ રૂસતમજી દલાલ, આદરજી મનચેરજી દલાલ, બી. એ.,.

ઊપલાં પંચાતનાં ફંડ મધે ભરૂચના જરથોસ્તીઓ. સરઅવસરે રકમો તથા મોવડાંવાળા અને બીજા વ્યાપારીઓ અમુક રકમનો ભાગો તથા શેહાદી, જશન, વગેરે નેઆતના લવાજમ દર વર્ષે ભરતા હતા અને હજુ ભરેછે. એ ફંડ મધેથી તે તરફ દોખમાં, શગડી, નશાખાંનાં, વગેરેની મરામત; દોખમાંની પહરેજાંમન, શગડીમાં ચેરાગ તથા આતશ જારી રાખવા, ગરીબ જરથોસ્તીઓનાં રવાંનનો મોત ખરચ, બાહેરકોટની હાથીબાર આગળની તથા કાંઠાપરની દરેમેહરો તેમજ કોટની હાથીબાર આગળની તથા જુની દરેમેહર તથા ખરાસવાડાની દરેમેહરનો દીવેલ, કાઠી, વગેરેનો ખરચ, રવાંનોને અવલમંજલ પોંહચાડવા નશાશાળાર, ખાંધીઆ વગેરેના પગાર, જાનવરોને માટે હવાડા ભરાવવા, ગરીબ જરથોસ્તીઓને રોકડ, અનાજ, ગોર, વગેરેનો આસરો તથા તેમનાં છોકરાઓને સ્કુલની ફીઈ, ચોપડી, સલેટ, વગેરેની મદદ; કોટમાંની જરથોસ્તી છોકરીઓની નિશાળનો ખરચ, તેમજ મકડાંવાળા, પાજનીગરા, પરતાકીઆ, કાપડીઆ, દારૂવાલા, ગાંધી, વગેરેના બાહંબારોના ખરચમાં મદદ તથા કુતરાં અને મુગાં જાનવરો અને ગોસ્પંદોની પરવરસીના ખરચમાં મદદ કરવામાં આવેછે.

એ પછી ઈ૦ સ૦ ૧૮૫૮ માં ભરૂચ મધે મુસલમાનોએ કરેલા ફુલડ વખતે ત્યાંના જરથોસ્તીઓને મદદ કરવાને મુંબઈ તથા ચીનના જરથોસ્તીઓએ રૂ૭૮૫૮॥ આતરેથી મોકલ્યા હતા, તે રકમ મધેથી સે વેળા જોઈતો ખરચ કરી બાકી વધેલી રકમના મુંબઈ બેંકના શેરો શેઠો ખુરશેદજી નશરવાનજી કામાજી, નવરોજજી ફરદુનજી, અને જીવાજી જમ્શુભાઈ ભરૂચાનાં નામ ઊપર લઈ "સરકાર દરબારના ઈનસાફ તથા ખરજી તથા ગરીબ પારસીઓને આસરો આપવા" બાબતનું એક ખાતું પંચાતનાં દફતરમાં પાડ્યું હતું.

ભરૂચનાં ઊપલાં નવાં દોખમાંપર જવાનો રસ્તો ઘણો બીસમાર હતો તે નવો બંધાવવાને ઈ૦ સ૦ ૧૮૭૧ માં તરસ્ટીઓએ એક ફંડ ઊભું કીધું હતું. તે ફંડમાં ઈ૦ સ૦ ૧૮૭૮ માં શેઠ રૂસતમજી શેરાબજી દલાલને નામદાર સરકારે ખાનબાહદુરનો ખેતાબ આપ્યો તે વેળા ભરૂચના જરથોસ્તીઓએ તેમનાં તરફ માન બતાવવાને એકઠા કરેલા રૂ૭૪૨) તથા તેમાં એજ શેઠ ભરેલા રૂ૧૦૦૦), તથા બીજા સરઅવસરે ભરાયલા મળી આસ્તે આસ્તે વધી ઈ૦ સ૦ ૧૮૮૧ માં એ રસ્તો રૂ૭૧૦૦) ને ખરચે તરસ્ટીઓએ બંધાવ્યો અને તેનું નામ "રૂસ્તમ રોડ" આપ્યું હતું.

વળી ભરૂચના ગરીબ જરથોસ્તીઓને આસરો આપવા માટે ઈ૦ સ૦ ૧૮૭૮ માં તરસ્ટીઓએ એક ફંડ ઊભું

…આ તરફથી એક માનપત્ર મોકલવાનો વિચાર કરવા માટે મુંબઈના સૌ રહેવાસીઓની એક જાહેર સભા ભેળાવવાને

કીધું હતું, તેમજ ભરૂચ મધે સઘળી ગ્નાતની ઓરતોને સુવાવડની વખતે કામ આવવા સારૂં પાસ થએલી દાએણ રાખવા માટે ઈ૦ સ૦ ૧૮૪૨ માં એક જુદું ફંડ ઊભું થયું તેમાં વ્યાજ વાપડવાને શેઠ દીનશાહજી બહમનજી વકીલ ભાવનગરવાળાએ રૂ૯૧૦૦) ની રકમ તરસ્ટીઓ હસ્તક આપવાથી તે ફંડને હીસાબે એક પસાર થએલી મીડ-વાઈફ રાખવામાં આવીછે.

ભરૂચની અંજુમનને લગતાં ફંડો મધે નીચલા અવસરો તથા બાનુઓએ અમુક રકમો આપી નીચે મુજબ ખાતાં પડાવ્યાંછે :—

(૧) તા૦ ૧૩ મી આગસ્ટ ૧૮૭૪ ને દીને શેઠ જીવાજી જહભાઈ ભરૂચાએ પોતાના બાવા મરહુમ શેઠ જહભાઈ મેહેરાંમજી તથા દીકરા મરહુમ શેઠ પેશતનજી જીવાજી જહભાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતની કુલ આમદાની ખાતે ખરચવાને. (૨) તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૬ ને દીને શેઠ રૂસતમજી ધનજીશાહ કપટાંને પોતાના ભાઈ મરહુમ શેઠ દારાશાહ ધનજીશાહ કપટાંનનાં પુનને માટે તેવણુની પુંજીમાંથી રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતની કુલ આમદાની ખાતે ખરચવાને. (૩) તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૭ ને દીને બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ બહમનશાહ મેહરાંમજી વકીલનાં વીધવા તથા શેઠ જમશેદજી બહમનશાહ વકીલે મરહુમ શેઠ બહમનશાહ મેહરાંમજી વકીલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતની કુલ આમદની ખાતે ખરચવાને. (૪) તા૦ ૮ મી આગસ્ટ ૧૮૭૮ ને દીને ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલે પોતાનાં તથા પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ આવાંબાઈનાં પુનને માટે રૂ૪૦૦૦) ની નોટ તેનું વ્યાજ દોખમાં આગલ જવાના નવા રસ્તાની દર શાલ મરામત કરાવવામાં ખરચવાને. (૫) તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૮ ને દીને શેઠ મનચેરજી શોરાબજી દલાલે પોતાનાં તથા પોતાનાં મરહુમ બે ધણીઆંનીઓ બાઈ ગુલબાઈ તથા બાઈ જરબાઈ તથા પોતાનાં બુજર્ગોનાં પુનને માટે રૂ૪૦૦૦) ના ભરૂચની ધી આલફ્રેડ મીલસ કું૦ ના ૪) શેરો તેનું વ્યાજ ભરૂચના ગરીબ જરથોસ્તીઓને આસરો આપવા માટે દર શાલ ખરચવાને. (૬) તા૦ ૧૩ મી નવેમબર ૧૮૭૮ ને દીને શેઠો દીનશાહજી તથા બહમનજી દારાશાહ કપટાંને પોતાના કાકા મરહુમ શેઠ રૂસતમજી ધનજીશાહ કપટાંનનાં પુનને માટે તેવણુની પુંજીમાંથી રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતની કુલ આમદાની ખાતે ખરચવાને. (૭) તા૦ ૩ જી સપટેમબર ૧૮૭૯ ને દીને શેઠો નશરવાંનજી, અરદેશર, પીરોજશાહ, દીનશાહ અને દારાશાહ રૂસતમજી દલાલે તથા બેહન બાઈ ધનબાઈજી તે શેઠ બરજોરજી શોરાબજી ખંબાતાનાં ધણીઆંનીએ પોતાના બાવા મરહુમ ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલનાં પુનને માટે રૂ૧૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૮) તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૯ ને દીને ભરૂચનાં ગાવડાંના પારસી આપારીઓએ કાગજ લખી અરજ કીધી કે તેઓ સંવત ૧૯૧૪ (ઈ૦ સ૦ ૧૮૫૮) થી ગાવડાંની ગાહડ ઊપર ઘાહંબારનો લાગો દર [illegible] એક [illegible] રાંપ ૦।। અને તે

ગઈ તા૦ ૨૭ મીએ શેરીફ મી૦ એ. આર. સ્કોબલ જોગ ૩૮ હિંદુ, ૨૬ મુસલમાંન, અને ૩૭ પારસી (સર જમશેદજી

પછી રાંપ ૧) લેખે આપતા આવ્યાછે, અને જે મધેથી તેઓના ઘાહંબારનો ખરચ કરી બાકી વધતી રકમ અંજુમનનાં ફંડ ખાતે જમે થતી આવીછે, અને જે હાલ સુધી જો ગણે તો રૂ૭૩૦૦૦) થવા જાય તે મધેથી રૂ૧૦૦૦૦) ની નોટ લઈ "ગાવડાંવાલાઓના ઘાહંબારનું ખાતું" એવાં નામથી જુદું ખાતું પાડી તેનું વ્યાજ હાલમાં થાયછે તેવો સારો ઘાહંબાર કરવામાં વાપડવું, અને બાકી વધે તે પંચાતની કુલ આમદાની ખાતે ખરચવું. આ અરજ તરસ્ટીઓએ બાહલ રાખી તા૦ ૨૫ મી નવેમબર ૧૮૭૯ ને દીને ઊપર મુજબ રૂ૧૦૦૦૦) નું જુદું ખાતું પાડયું હતું. (૯) તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૮૦ ને દીને મરહુમ શેઠ જમશેદજી હોરમજજી વખારીઆ અથવા લાકડાંવાલાની પુંજીમાંથી તેવણુના તરસ્ટીઓએ રૂ૫૦૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચ મધે દર શાલ શેહરીવર મહીનાનો એક ઘાહંબાર ગામનાં જમન સુધાં કરવામાં વાપડવાને. (૧૦) એજ દીને એ મરહુમ શેઠના તરસ્ટીઓએ એમની પુંજીમાંથી રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચના ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૧૧) એજ દીને એ મરહુમ શેઠનાં વીધવા બાઈ રતનબાઈએ પોતાના ખાવંદનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની જરથોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપડવાને. (૧૨) તા૦ ૨૫ મી નવેમબર ૧૮૮૧ ને દીને શેઠ પેશતનજી અસલાજી ડુંગાજીએ પોતાના મુરબી મરહુમ શેઠ શેહરીઆરજી નશરવાંનજી મોદીનાં પુનને સારૂ રૂ૨૦૦૦) ની રકમ બાહેરકોટ કાંઠા ઊપરની દરેમેહરનો ખરચ જે એવણ ઈ૦ સ૦ ૧૮૭૪ થી કરેછે અને હેયાતી સુધી કરશે, પણ હેયાતી બાદ એમના વારેસો ન કરે તો એ રકમ તથા તેનાં ચહડેલાં વ્યાજની નોટ લઈ તેનાં વ્યાજમાંથી કરવો. (૧૩) તા૦ ૧૪ મી અકટોબર ૧૮૮૨ ને દીને શેઠ દીનશાહજી જીવાજી જહભાઈએ પોતાના બાવા મરહુમ શેઠ જીવાજી જહભાઈ ભરૂચાનાં પુનને માટે તેવણુની પુંજીમાંથી રૂ૬૦૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચ મધે દર શાલ તીર મહીનો અને તીર રોજે ઘાહંબારનું જમન કરવાના ખરચમાં વાપડવાને તથા રૂ૫૦૦) ની નોટ ભરૂચનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડ મધે વાપડવાને. (૧૪) તા૦ ૭ મી જુન ૧૮૮૩ ને દીને શેઠ બહમનશાહ પેશતનજી ડુંગાજી તથા ભાઈઓએ પોતાના બાવા મરહુમ શેઠ પેશતનજી અસલાજી ડુંગાજીનાં પુનને માટે તેવણુની પુંજીમાંથી રૂ૫૦૦૦) ની નોટ ઊપલી બાહેરકોટની કાંઠા ઊપરની દરેમેહરનો ખરચ કરવો જયારે એવો ભાઈઓ બંધ કરે ત્યારે તે પણ તેનાં ચહડેલાં વ્યાજની આવક સાથે એ દરેમેહરના ખરચમાં વાપડવાને. (૧૫) તા૦ ૬ ઠી નવેમબર ૧૮૮૩ ને દીને શેઠ શોરાબજી હોરમજજી વખારીઆ અથવા લાકડાંવાલાએ પોતાની તરફથી રૂ૩૦૦૦), ભાઈ શેઠ રૂસતમજી હોરમજજી લાકડાંવાલાના રૂ૨૦૦૦), માતાજી બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મેહેરાંમજી વખારીઆનાં વીધવાના રૂ૧૦૦૦), ભોજાઈ બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ જમશેદજી હોરમજજી લાકડાંવાલાનાં વીધવાના રૂ૧૦૦૦), તથા પોતાનાં ધણીઆંની બાઈ રતનબાઈના રૂ૧૦૦૦) મલી રૂ૮૦૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચ મધે એઓના ભાઈ મરહુમ શેઠ જમશેદજી હોરમજજી લાકડાંવાલાનાં પુનને માટે જરથોસ્તી

જીજીભાઇ બારોનેટ, ઓનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજી-ભાઇ, ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, માણેકજી ખરશેદજી જમશેદજી, ડાવ[illegible]જી ખરશે-દજી જમશેદજી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, અરદેશર હોરમ-

મુસાફરોના ઊતારાને માટે બંધાવેલા જમશેદ બાગ તથા તેનાજ કંપાઊંડમાં પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી બેહરામજી વખારીઆનાં પુનને માટે બંધાવેલી દરેમેહરના ચાલુ ખરચમાં વાપડવાને તે મકાનોના તરસ્ટીઓને દર શાલ સપુરદ કરવાને. (૧૬) તા૦ ૯ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને શેઠ ફરદુનશાહ પેશતનજી ભોવડાંવાલાએ પોતાના બાવા મરહુમ શેઠ પેશતનજી હોરમજજી બરૂ અથવા ભોવડાંવાલાનાં પુનને સારૂં તેવણની પુંજીમાંથી રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ મધે વાપડવાને. (૧૭) તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને શેઠ હોરમજજી નાનાભાઇ કાલાભાઇ જંબુસરવાલાએ પોતાના દીકરા શેઠ શાપુરજીનાં ધણીઆંની મરહુમ બાઇ ગુલબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ ખરાસવાડાની દરેમેહરના ખરચમાં વાપડવાને. (૧૮) તા૦ ૧૮ મી મારચ ૧૮૮૪ ને દીને બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ હોરમજજી બેહરામજી વખારીઆનાં દીકરીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ માણેકશાહ ફરદુનશાહ ખંબાતાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ જમશેદબાગ તથા તેને લગતી દરેમેહરના ખરચમાં વાપડવાને. (૧૯) એજ દીને બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ હોરમજજી બેહરામજી વખારીઆનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ ઊપલાંજ કારણસર વાપડવાને. (૨૦) તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૮૫ ને દીને શેઠ તેહમુલજી હોરમજજી મુનસફે પોતાના દીકરા તથા દીકરીના દીકરાઓની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચનાં કોઇ ગરીબ જરથોસ્તીનાં છોકરાંને સુદરેહ પેહરાવવા અથવા લગન કરવાના ખરચમાં વાપડવાને. (૨૧) તા૦ ૩૦ મી મારચ ૧૮૮૫ ને દીને શેઠ શોરાબજી હોરમજજી વખારીઆ અથવા લાકડાંવાલાએ રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપડવાને. (૨૨) તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૮૫ ને દીને શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીને રૂ૫૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલની સર્વેથી ચડતી છોકરીને તેમનાં માતાજી બાઇ ગુલબાઇ તે મરહુમ દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનનાં વીધવાનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૨૩) તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટે રૂ૪૦૦૦) નાં મુંબઇની મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલ કે જેને તેમનું નામ આપવામાં આવ્યું હતું તેના ચાલુ ખરચમાં વાપડવાને, તથા તા૦ ૯ મી અકટોબર ૧૮૮૫ ને દીને બીજા રૂ૩૦૦) નાં એજ મ્યુનીસીપાલીટીનાં બોંડ તેનું વ્યાજ એજ નિશાલની બે ચડતી છોકરીઓને દર શાલ રૂ૭) અને ૫) નાં બે ઇનામો આપવામાં વાપડવાને. (૨૪) તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીને રૂ૫૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ ભરૂચની મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇવાળી છોકરીઓની નિશાલની સર્વેથી ચડતી છોકરીને તેમનાં ધણીઆંની બાઇ આવાંબાઇનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૨૫) એજ દીને એજ શેઠે રૂ૫૦૦) નું એજ મ્યુનીસીપાલીટીનું બીજું બોંડ તેનું વ્યાજ ભરૂચની મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇવાળી છોકરાઓની નિશાલના સર્વેથી ચડતા છોકરાને પોતાના બાવા મરહુમ દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનજીનાં નામથી દર માસે રૂ૨) ની સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૨૬) તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૮૫ ને દીને શેઠ જમશેદજી બેહમનશાહ વકીલે પોતાનાં માતાજી મરહુમ બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ બેહમનશાહ બેહરામજી વકીલનાં વીધવાનાં પુનને માટે રૂ૭૯૦) ની રકમ તેનું વ્યાજ અથવા જરૂર પડે તો મુદલ મરહુમ શેઠ બેહમનશાહે પોતાને ખરચે બાહરકોટ અગીઆરી આગલ બંગલો બંધાવી પંચાતને સ્વાધીન કીધોછે તે વધારવા અથવા સુધારવા પાછલ ખરચવાને. (૨૭) તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૮૫ ને દીને બાઇ રતનબાઇ તે શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરનાં ધણીઆંનીએ ભરૂચના કોટમાં હાથીખાર આગલ અગીઆરીની સાંમે પંચાતની જગાપર જરથોસ્તી છોકરીઓની નિશાલને સારૂં એક મકાંન રૂ૨૦૭૫) ખરચી બંધાવી તરસ્ટીઓને સ્વાધીન કીધું તે મકાંનપર થાયલી લાગતની રકમનું પડાવેલું ખાતું. (૨૮) તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં દીકરી મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઇનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ સરખે હીસ્સે જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલ તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૨૯) તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ પીરોજશાહ રૂસતમજી દલાલે પોતાના બાવા મરહુમ ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલ તથા માતાજી મરહુમ બાઇ આવાંબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપડવાને. (૩૦) તા૦ ૧૭ મી આગસ્ટ ૧૮૮૬ ને દીને શેઠો માણેકજી મેહરવાંનજી અને પેશતનજી કાવશજી ભોવડાંવાલાએ પોતાના મુરબી મરહુમ શેઠ મેહરવાંનજી અસલાજી ભરૂચા ભોવડાંવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાને. (૩૧) તા૦ ૧ લી નવેમબર ૧૮૮૬ ને દીને શેઠો ડોસાભાઇ, ખરશેદજી, હોરમજજી અને રૂસતમજી જામાસપજી દારૂવાલાએ પોતાના બાવા મરહુમ શેઠ જામાસપજી જીવાજી દારૂવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ દારૂવાલાઓના પાંઢબારના ખરચમાં વાપડવાને. (૩૨) તા૦ ૨૧ મી નવેમબર ૧૮૮૬ ને દીને શેઠો નશરવાંનજી, અરદેશર, પીરોજશાહ, દીનશાહ અને દારાશાહ રૂસતમજી દલાલ તથા બેહન બાઇ ધનબાઇજીએ પોતાના કાકા મરહુમ શેઠ મનચેરજી શોરાબજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૩૩) તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૮૭ ને દીને શેઠો રૂસતમજી અને હોરમજજી નાનાભાઇએ ખરાસવાડામાં જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાનું એક મકાંન બંધાવી પંચાતના તરસ્ટીઓને સ્વાધીન કીધું તે વેળાની ખુશાલીમાં પોતાના બાવા મરહુમ શેઠ નાનાભાઇ કાલાભાઇનાં

જજી વાડીઆ, શીરાબજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી ફરદુનજી પારખ, ડોશાભાઈ ફરામજી કરાકા, બહમનજી

જીજીભાઈ, શીરાબજી પેશતનજી ફરામજી, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ, મનચેરજી

---

પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૩૪) તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૮૭ ને દીને શેઠો આદરજી અને રતનજી મનચેરજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી શેરાબજી દલાલનાં પુનને માટે તેમની પુંજીમાંથી રૂ૧૫૦૦) નાં મુંબઈનાં પોરટ તરસ્ટ બોંડ તેનુ વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૩૫) તા૦ ૩ જી મારચ ૧૮૮૭ ને દીને શેઠ નવરોજજી મનચેરજી કાવશજી વખારીઆએ પોતાનાં ધણીઆંની બાઈ બીખાઈજીનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે હીસ્સે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૩૬) તા૦ ૧૪ મી આપરેલ ૧૮૮૭ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટે પોતાના નબીરા મરહુમ શેઠ અરદેસર કાવશજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ પંચાતના અંજુમનના ધાહંબારના ખરચમાં વાપડવાંને. (૩૭) તા૦ ૧ લી અકટોબર ૧૮૮૭ ને દીને શેઠ બહમનશાહ જમશેદજી વખારીઆએ પોતાનાં બેહન મરહુમ બાઈ ગુલબાઈ તે શેઠ જમાસપજી હોરમજજી નાનાભાઈ જંબુસરવાળાનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ જમશેદ બાગને લગતાં આદરાંનમાં દરૂન દમશેદ જારી રાખવાના ખરચમાં વાપડવાને. (૩૮) તા૦ ૧૭ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠો આદરજી અને રતનજી મનચેરજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી શેરાબજી દલાલની વરસીને દીને તેમનાં તથા પોતાનાં માતાજી મરહુમ બાઈ જરબાઈનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ કુતરાં તથા મુંગાં જનાવરો અને ગોરપંદોની પરવરસી કરવા તથા દર વર્ષે રૂ૫) થી ૧૦) સુધીની નાહની રકમ ઊપલાં બંધે મરનારોના રોજગાર ઊપર ધર્મ ક્રિઆ કરવાને ખરચવાને. (૩૯) તા૦ ૧૯ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠ પેશતનજી દોરાબજી કામાજી તથા તેમનાં કુટુંબે મરનાર બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ દોરાબજી કામાજીનાં વીધવાનાં પુનને માટે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ ખરાસવારાની દરેમેહરમાં સુખડ બાળવાના ખરચમાં વાપડવાને (૪૦) તા૦ ૨૯ મી નવેમબર ૧૮૮૭ ને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના ભત્રિજા મરહુમ શેઠ કાવશજી દીનશાહજી પીટીટના દીકરા મરહુમ શેઠ અરદેસર કાવશજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૪૧) તા૦ ૧ લી ડીસેમબર ૧૮૮૭ ને દીને ઓનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ પાજનીગરાના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૪૨) તા૦ ૨ જી આપરેલ ૧૮૮૮ ને દીને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે રૂ૫૦૦) નું મુંબઈની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાળની બે હુશીઆર છોકરીઓને પોતાનાં નામથી દર માસે રૂ૧) નો સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૪૩) તા૦ ૨૦ મી આપરેલ ૧૮૮૮ ને દીને શેઠ બહમનશાહ જમશેદજી વખારીઆએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ મનાંબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ જમશેદ બાગને લગતાં આદરાંનના દરૂન બાજના ખરચમાં વાપડવાને. (૪૪) તા૦ ૨૮ મી જુલાઈ ૧૮૮૮ ને દીને શેઠ શેરાબજી હોરમજજી લાકડાંવાળા અથવા વખારીઆએ પોતાના દીકરા શેઠ મનચેરશાહની બેટી બાઈ ડોશીબાઈની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ મરહુમ શેઠ જમશેદજી હોરમજજી વખારીઆના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૪૫) તા૦ ૧૧ મી આગસટ ૧૮૮૮ ને દીને શેઠ ખરશેદજી મનચેરજી કામાજીએ પોતાનાં દીકરી મરહુમ બાઈ ડોશીબાઈનાં પુનને માટે, તથા બાઈ ખરશેદબાઈ તે મરહુમ શેઠ એદલજી નશરવાંનજી મનાનાં વીધવાએ પોતાના ખાવંદ તથા દીકરા મરહુમ શેઠ પેશતનજી એદલજી મના તથા બાવા મરહુમ શેઠ શેહરીઆરજી નાલાભાઈ તથા ભાઈ મરહુમ શેઠ મનચેરજી શેહરીઆરજી પોરટવાળાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે ભાગે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈવાળી છોકરીઓની નિશાળમાં દર શાળ એક ઇનાંમ આપવા તેમજ પસતાકીઆ તથા કાપડીઆના ધાહંબારના તથા રવાંનોને અવલમંજલ પોંહચાડવાના તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાના ખરચમાં વાપડવાને. (૪૬) તા૦ ૩ જી સપટેમબર ૧૮૮૮ ને દીને ડાકટર મનચેરજી શેરાબજી પોસ્ટવાળાએ પોતાના બાવા મરહુમ શેઠ શેરાબજી તેહમુલજી પોસ્ટવાળા તથા બપાવા મરહુમ શેઠ તેહમુલજી જીવાજીનાં પુનને માટે રૂ૫૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને. (૪૭) તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૮૮ ને દીને બાઈ હીરાંબાઈ તે ઓનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટનાં બેટીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઈનાં પોરટ તરસ્ટનું બોંડ તેનું વ્યાજ તે મરહુમનાં નામની જરથોસ્તી છોકરીઓની નિશાળના ખરચમાં વાપડવાને. (૪૮) તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૮૯ ને દીને શેઠ બહમનશાહ પેશતનજી ડુંગાજી તથા ભાઈઓએ મરહુમ બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ શેહરીયારજી નશરવાંનજી મોદાનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ ઊપલી બાહેરકોટની કાંઠા ઊપરની દરેમેહરનો ખરચ કરવો એઓ ભાઈઓ બંધ કરે ત્યારે તે પણ તેનાં ચહડેલાં વ્યાજની આવક સાથે એ દરેમેહરના ખરચમાં વાપડવાને. (૪૯) તા૦ ૧૨ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરે પોતાનાં બેટી બાઈ જરબાઈનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ એ બાઈની બાજને દીને ધર્મ ક્રિઆ કરી બાકીનું પસતાકીઆઓના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૫૦) તા૦ ૨૧ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠો બેહરાંમશાહ, જાંગીરજી, રતનજી, પીરોજશાહ, અને શેરાબજી દીનશાહજી દલાલે પોતાના બાવા મરહુમ શેઠ દીનશાહજી રૂસતમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દોખમાં આગળ જવાના રસ્તાની મરામત કરવાનાં ફંડ ખાતે વાપડવાને. (૫૧) એજ દીને શેઠો નશરવાંનજી, અરદેસર, પીરોજશાહ, અને દારાશાહ રૂસતમજી દલાલ તથા બેહન બાઈ ધનબાઈજીએ પોતાના ભાઈ મરહુમ શેઠ

પેશતનજી વાડીઆ, દાદાભાઇ રૂસ્તમજી બનાજી, નવરોજજી માણેકજી વાડીઆ, ડોશાભાઇ ફરાંમજી કામાજી, દીનશાહ દાદાભાઇ ગાંધી, જમશેદજી પાલણજી કાપડીઆ, ડાક્ટર મનચેરજી બેહરાંમજી કોહલા, ડાક્ટર બેહરાંમજી નવરોજજી,

---

દીનશાહજી રૂસ્તમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપડવાને. (૫૨) તા૦ ૨૫ મી મારચ ૧૮૮૯ ને દીને શેઠો બહમનજી મનચેરજી વકીલ તથા એદલજી મનચેરજી કંત્રાક્ટર તથા દીનશાહજી બહમનજી વકીલ ભાવનગરવાલાએ મળી પોતાના બાવા મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કાકાનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ સરખે હીસ્સે ઢવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં તથા ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડમાં વાપડવાને (૫૩) તા૦ ૧૬ મી મેએ ૧૮૮૯ ને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે રૂ૫૦૦૦) નાં પોરટ ટ્રસ્ટ બોંડ તેમાંનાં રૂ૧૦૦૦) નું વ્યાજ અંજુમનના ધાહંબારના ખરચમાં વાપડવાને, રૂ૧૦૦૦) નું વ્યાજ ભરૂચના ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાવવાના ખરચમાં વાપડવાને, અને રૂ૩૦૦૦) નું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરતોસ્તી છોકરીઓની નિશાલના ખરચમાં વાપડવાને. (૫૪) તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૮૯ ને દીને શેઠો ફકીરજી, માણેકજી અને પેશતનજી શેહરીઆરજી કાપડીઆ તથા માતાજી બાઇ દેબાનોએ પોતાના બાવા તથા ખાવંદ મરહુમ શેઠ શેહરીઆરજી હોરમજજી કાપડીઆનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ ખરાસવાડાની દરેમેહરના ખરચમાં વાપડવાને. (૫૫) તા૦ ૪ થી ડીસેમબર ૧૮૮૯ ને દીને શેઠો આદરજી તથા રતનજી મનચેરજી દલાલે રૂ૫૦૦) ની રકમ તેનું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલની બે ચઢતી છોકરીઓને મરહુમ શેઠો દીનશાહજી તથા પીરોજશાહ રૂસ્તમજી દલાલનાં નામથી સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૫૬) એજ દીને એ શેઠોએ બાહેરકોટની ફુરજા આગલની ધર્મશાલાની પૂર્વ તરફ નીચે એક પાણીનાં પરબનું મકાંન તથા રૂ૩૦) નાં વારસીક ભાડાંનો એક ગાલો રૂ૫૦૦) ની કીમતનો બાહું પરબ મંડાવવાના ખરચમાં વાપડવાને. (૫૭) તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠ રતનજી જીવણજી હમાંવાલાએ પોતાના દીકરા મરહુમ શેઠ પીરોજશાહ રતનજી હમાવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટનું વ્યાજ દોખમાંઓને ચુનો તથા જરૂરીઆત મરામત પાછલ ખરચવાને. (૫૮) તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠો નશરવાંનજી, અરદેસર, દીનશાહજી અને દારાશાહ રૂસ્તમજી દલાલ તથા બેહન બાઇ ધનબાઇજીએ પોતાના ભાઇ મરહુમ શેઠ પીરોજશાહ રૂસ્તમજી દલાલનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દોખમાં આગલ જવાના રસ્તાની મરામત કરવાનાં ફંડ ખાતે વાપડવાને. (૫૯) એજ દીને બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ પીરોજશાહ રૂસ્તમજી દલાલનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં વાપડવાને. (૬૦) તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૯૦ ને દીને શેઠ મનચેરજી ખરશેદજી કાપડવાલા તથા બીજા કાપડના જરથોસ્તી વ્યાપારીઓએ કાપડીઆઓના દર શાલ શેહરેવર મહીનામાં ઊઘરાંણાંથી થતા ધાહંબારના વધારાના રૂ૩૦૦૦) ની નોટ તેનું વ્યાજ એ ધાહંબારના માનેજરોને તેના ખરચમાં વાપડવા આપવાને. (૬૧) તા૦ ૧૨ મી આગશટ ૧૮૯૦ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી શાકરબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુનને સારૂં રૂ૧૦૦૦) નું પોરટ ટ્રસ્ટ બોંડ તેનું વ્યાજ અંજુમનના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૬૨) તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૯૦ ને દીને બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ ધનજીભાઇ બરજોરજી ખંબાતાનાં વીધવા તથા શેઠ દીનશાહજી ધનજીભાઇ ખંબાતાનાં દીકરીએ પોતાના મરહુમ ખાવંદ તથા દીકરી મરહુમ બાઇ દીનબાઇનાં પુનને માટે રૂ૬૦૦) ની નોટ તેનું વ્યાજ દર શાલ મરહુમ બાઇ દીનબાઇની બાજને દીને ભરૂચનાં નાચાર અને ગરીબ જરથોસ્તીઓમાં કપડાં વેંહચી આપવામાં વાપડવાને. (૬૩) તા૦ ૩ જી જાનેવારી ૧૮૯૧ ને દીને શેઠ બહમનજી મનચેરજી વકીલે પોતાના નબીરા જાંગીરજી દીનશાહ વકીલની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની ઓરતો માટે પાસ થાએલી દાએણ રાખવાના ખરચમાં વાપડવાને. (૬૪) તા૦ ૮ મી જુન ૧૮૯૧ ને દીને શેઠો ડોશાભાઇ હોરમજજી ગાંધી તથા અરદેશર અને શોરાબજી ડોશાભાઇ ગાંધીએ મરહુમ બાઇ જરબાઇ તે શેઠ ડોશાભાઇ હોરમજજી ગાંધીનાં ધણીઆંની અને મરહુમ બાઇ માણેકબાઇ તે શેઠ પેશતનજી નશરવાંનજીનાં ધણીઆંનાં તથા ખાંનબાહદુર રૂસ્તમજી શોરાબજી દલાલનાં બેહનનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ગાંધીઓના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૬૫) તા૦ ૨૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને શેઠ નવરોજજી દીનશાહજી દસ્તુર કામદીનના તથા ભાઇઓએ પોતાના બાવા મરહુમ દસ્તુર દીનશાહજી પેશોતનજી કામદીનજીનાં પુનને માટે રૂ૨૦૦) નું પોરટ ટ્રસ્ટ બોંડ તેનું વ્યાજ જમશેદજી નશરવાંનજી પીટીટ જરથોસ્તી છોકરીઓની નિશાલમાં ઇનામ અથવા સ્કાલરશીપ આપવામાં વાપડવાને. (૬૬) તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૯૨ ને દીને શેઠ નશરવાંનજી બહમનશાહજી મેહતાજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ કુવરબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની ઓરતો માટે પાસ થાએલી દાએણ રાખવાના ખરચમાં વાપડવાને. (૬૭) તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને શેઠો મનચેરશાહ શોરાબજી વખારીઆ તથા રૂસ્તમજી હોરમજજી વખારીઆએ રૂ૫૦૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચના જરથોસ્તી વિદ્યાર્થીઓને સ્કાલરશીપ આપવા માટે સ્થાપેલાં "શોરાબજી હોરમજજી વખારીઆ પારસી સ્કાલરશીપ" નાં તરસ્ટીઓને દર શાલ એ કારણસર આપવા માટે. (૬૮) તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને શેઠ મનચેરજી જીવાજી દારૂવાલાએ પોતાના ભાઇ મરહુમ શેઠ પેશતનજી જીવાજી દારૂવાલાનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ દર શાલ દારૂવાલાના ધાહંબારના ખરચમાં વાપડવાને. (૬૯) તા૦ ૧૮ મી આપરેલ ૧૮૯૨ ને દીને શેઠ દીનશાહજી ફરાંમજી હમાવાલા તથા તેવણનાં ધણીઆંની બાઇ આવાંબાઇએ પોતાની દીકરીની દીકરી મરહુમ બાઇ માણેકબાઇ તથા બાવા મરહુમ શેઠ ફરાંમજી નવરોજજી હમાવાલા અને માતાજી બાઇ ગુલબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનું વ્યાજ ભરૂચની હમાવાલાની દરેમેહરમાં બેઓ દેનાર મોબેદના પગારમાં વાપડવાને. (૭૦) તા૦ ૧૨ મી

કાવશજી નશરવાંનજી કાંગા, પાલણજી હોરમજજી કાપડીઆ, હોમજી ખરશેદજી દાદીશેઠ, દીનશાહ જમશેદજી ફરદુનજી, નવરોજજી જીવાજી માણેકજી, પેશતનજી દાદાભાઇ નવસારીવાલા, એદલજી બહમનજી મારીસ, મનચેરજી હોરમજજી કામાજી, બહમનજી ફરાંમજી કામાજી, રૂસતમજી ખુરશેદજી મોદી, એદલજી ખુરશેદજી મોદી, કેખશરૂ એદલજી મોદી, બી. એ; અરદેસર ખરશેદજી ફરદુનજી, જાંગીરજી ગુસતાદજી) ગ્રહસ્થોએ મોકલેલાં રીક્વીજીશનની રૂહે આજ દીને ટાઉન-હાલમાં એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ તે નામદાર પર મોકલવાનાં માનપત્રનો ખરડો વાંચી બાહલ રાખી તે નામદારપર સરનશીને મોકલી આપવાનો ઠેડાવ થયો હતો.

---

જુન ૧૮૯૨ ને દીને શેઠ ફરદુનજી હોરમજજી ઓલીઆજી તથા તેવણનાં ધણીઆંની બાઇ ડોશીબાઇએ પોતાની દીકરી મરહુમ બાઇ માણેકબાઇનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનાં વ્યાજ મધેથી અરધી રકમ મજકુર હમાવાલાની દરેમેહરમાં બોએ દેનાર મોબેદના પગારમાં વાપડવાને તથા અરધી રકમ ગરીબ જરથોસ્તીઓને કપડાં તથા અનાજ વેંહચી આપવાના ખરચમાં વાપડવાને.

ઊપલાં ખાતાં ઊપરાંત તરસ્ટીઓ હસ્તક બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી બેહરાંમજી ગામડીઆનાં વીધવા પોતાના ખાવંદનાં પેહલાં ધણિઆંની બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ નવરોજજી મેહરજીનાં બેટીનાં પુનને વાસ્તે તે મરહુમ બાઇએ ઈ૦ સ૦ ૧૮૨૪ માં બંધાવેલો બાહેરકોટ કાંઠા ઊપરની કુવાલીનો હવાડો ભરાવવાના ખરચ માટે દર શાલ રૂ૪૦) તરસ્ટીઓપર મોકલેછે.

વળી ઈ૦ સ૦ ૧૮૮૨ માં પાજનીગરાના ધાહંબારની પુંજીના રૂ૧૩૦૦) શેઠો દીનશાહજી અસલાજી તથા ડોશાભાઇ હમાજીએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા, તેમજ એજ શાલમાં પસ્તાકીઆના ધાહંબારની પુંજીના રૂ૩૦૦) પણ શેઠો ફરદુનશાહ બેજનજી, ફરદુનજી કાવશજી, ખરશેદજી પેશતનજી, અને નશરવાંનજી હોરમજજીએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા. એ ઊપરાંત પંચાતના અંજુમનના ધાહંબારનો હીસાબ શેઠો અરદેસર કાલાભાઇ તથા મેહરવાંનજી મનચેરજી ઝેરીઆને તાંહાં ઈ૦ સ૦ ૧૮૭૩ થી તે ૧૮૮૧ સુધીનો હતો તેનાં વધેલા રૂ૧૦૭૧) પણ એજ શાલમાં એ ગ્રહસ્થોએ તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા.

ઈ૦ સ૦ ૧૮૮૧ માં સુરતવાલા ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરવાલી ભરૂચના કોટ મધેની મેહરવાંન બાગ તથા કાંઠા ઊપરની ધર્મશાલા નવેસરથી બંધાવી પંચાતનાં ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધી હતી, અને તેની મરામત વગેરેનો ખરચ પણ અંજુમનનાં ફંડ મધેથી કરવામાં આવેછે. એજ ધર્મશાળાનાં મકાનમાં ઈ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ નશરવાંનજી જમશેદજી દસ્તુર કામદીનનાને ખરચે તરસ્ટીઓ હસ્તક એક મોહું ટાંકું ખોદાવ્યું હતું. એ ટાંકું ખોદાવતાં જમીન મધેથી કેટલાક સોનાં તથા રૂપાંના સિક્કા દાટેલા નિકલ્યા હતા, જેની માલેકી બાબે કેટલોક વાંધો ચાલ્યા બાદ અંતે સરકારે તે અંજુમનની મીલકત ઠેરવ્યાથી તરસ્ટીઓએ તેમાંના કેટલાક ભરૂચના કલેક્ટર મી૦ વાઇડલની મારફતે મુંબઇની રાએલ એશીઆટીક શોશાઇટીને તથા કેટલાક આરકીઓલોજીકલ ડીપારટમેંટવાલા મી૦ જેમસ બરજેસની મારફતે યુરોપ મધે મલી ૩૯ સોનાંના તથા ૭૦૦ રૂપાંના વેચ્યા હતા, અને તેના બધા મલી રૂ૬૮૯૬ાા ઊપજ્યા હતા.

ઊપલાં જુદાં જુદાં આશાચીઓએ પડાવેલાં ખાતાંઓના રૂ૮૯૫૯૦) ઊપરાંત તરસ્ટીઓ હસ્તક તેમના સવંત ૧૯૪૮ સુધીના છપાયલા છેલ્લા હીસાબ મુજબ ભરૂચની પંચાયતની કુલ આમદાની એટલે જનરલ ફંડ ખાતે રૂ૬૮૯૧૨)–ાાા, રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ ખાતે રૂ૨૦૬૯૦ાાા≡, ગરીબ જરથોસ્તીઓને આસરો આપવાનાં ફંડ ખાતે રૂ૧૦૦૪૬ાા–, કોટની જરથોસ્તી છોકરીઓની નિશાલનાં ફંડ ખાતે રૂ૪૮૦૭)≡, સરકાર દરબારના ઇનસાફ તથા પારસીઓને આસરો આપવાનાં ફંડ ખાતે રૂ૧૪૩૭૧ાા)ાાા, ધાહંબાર, વાસણ, તથા બીજા પરચુરન ખાતે રૂ૩૯૫૪ા–ાા, તેમજ પંચાતના વજીફાને લગતી જમીન વેજલપોર, ડુંગરી, કાસદ, દેગાંમ, અને સરફુદીન હસનપોરમાંછે તેની લાગતના રૂ૭૩૨૩ાા–ાા, તથા પંચાતને લગતી મીલકત નીચે મુજબછે તે પરની લાગતના રૂ૨૧૭૦૧ાાા≡ાાા છે:—

દુકાન ૨) કોટમાં હાથીબારની અગીઆરી પાસેની તથા તે ઊપર છોકરીઓની નિશાલ બાઇ રતનબાઇ તે શેઠ ધનજીશાહ મેહરવાંનજી ડાકટરનાં ધણીઆંનીએ બંધાવી આપેલી, ફુરજા ઊપરનો બંગલો ૧), ઘર ૧ બાહેરકોટ હાથીબારની અગીઆરીની પાછલનું, વખાર ૧) ખીમલીવાડ મધેની, વખાર ૨) બાહેરકોટ કાંઠા ઊપરની, બાહેરકોટમાં ખોલ્લી જમીન, વખાર ૧) બાહેરકોટ કાંઠાપરની અગીઆરીની નીચેની, વખાર ૧) ખાંનબાહદુર રૂસતમજી શોરાબજી દલાલની ખડકી મધેની, કાંઠા ઊપરની ખોલ્લી જમીન, વખાર ૧) વેજલપોરના પારસીવાડા મધેની, બંગલો ૧) કોટમાં એનાયત વાડા મધેનો, ફુરજા આગલની ધર્મશાલા ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે ધર્મખાતે આપેલી તથા તેની નીચેનું પરબનું મકાંન શેઠો આદરજી તથા રતનજી મનચેરજી દલાલે બખશેશ આપેલું, કોટમાં મેહરવાંન બાગ.

એ ઊપરાંત નીચલાં ધર્મનાં મકાંનો તરસ્ટીઓ હસ્તકછે:—

કોટમાં—હાથીબારની અગીઆરી, મરહુમ શેઠ હોરમજજી બેહરાંમજી વખારીઆની અગીઆરી, ખરાસવાડાની અગીઆરી, નશાખાંનું, કાંઠા ઊપરની જુની અગીઆરી, ખરાસવાડા મધેનું જમાતખાંનું શેઠો રૂસતમજી તથા હોરમજજી નાનાભાઇએ બંધાવી આપેલું.

બાહેરકોટ—કાંઠા ઊપરની અગીઆરી, દાદગાંહની બંગલી, નશાખાંનું, હાથીબારની અગીઆરી, બરશાંગો, જમાતખાનું શેઠ બહમનશાહ બેહરાંમજી વકીલે બંધાવી આપેલું.

એ મુજબ ભરૂચની પંચાતને લગતું ફંડ તરસ્ટીઓ હસ્તક સવંત ૧૯૪૮ ની આખરીએ ઊપલાં ખાતાં, પુંજી, મીલકત, વગેરે મલી રૂ૧૭૪૬૦૦) ની સરકારી નોટ, રૂ૩૪૫૦૦) નાં પોરટ તરસ્ટ બોંડ, રૂ૭૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ, રૂ૭૩૨૩ાા–ાા વજીફાની જમીનની લાગત, રૂ૨૧૭૦૧ાાા≡ાાા મીલકતની લાગત, અને રૂ૪૫૨૯ાાા)ાા રોકડ તથા આશાચીઓપર લેહણા મલી જુમલે રૂ૨૪૯૬૫૫ા–ાાા નુંછે.

આ સભામાં શેઠ ડાશાભાઈ ફરામજી કરાકાએ સર ચારલસ ઉડના અમલ વિષે કરેલું ભાષાણુ ઘણું સુભાખીત હતું.[1]

તા૦ ૩ જી આપરેલ.

ખેડા જીલ્લામાં આવેલાં મહુધા ગામની પુસ્તકશાલાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ખેડાના કલેકટરની ભલાંમણુ ઉપરથી રૂ૫૦૦) ભેટ આપ્યા હતા.[2]

તા૦ ૪ થી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સાંમે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા લોકલ ફંડ કમીટીના અધિકારીઓ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટીના મેમબરો :—**

વલસાડ—શેઠો ધનજીભાઇ ભુરાભાઇ, શાપુરજી દાદાભાઈ, મેહરવાંનજી બરજોરજી, કાવશજી એદલજી મસાંની, ડાકટર પેશતનજી બહમનજી ધનજી મેહતાના.

ભરૂચ—શેઠો નશરવાંનજી જમશેદજી દસ્તુર કામદીનના, ખરશેદજી દીનશાહ ખંભાતા, ધનજીશાહ મેહરવાંનજી ડાકટર.

માહબલેશર (માલકમ પેઠ)—હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, શેઠ કાવશજી શાપુરજી હાથીખાઉ, હાટલવાલા.

**થાંણા જીલ્લાની તાલુકા લોકલ ફંડ કમીટીના મેમબરો :—**

શેઠ બેહરાંમજી ભીખાજી દવિયા, થાંણા.
શેઠ દાદાભાઇ હોરમજજી પંથકી, થાંણા.
શેઠ દોરાબજી બાલાભાઇ, કલાઆંણી.
શેઠ દાદાભાઈ તેહમુલજી, નારગોલ.

તા૦ ૫ મી આપરેલ.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા :—

શેઠ ડાશાભાઇ ફરામજી કરાકા.
દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પ આશાના.
શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી.
દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા.[3]

તા૦ ૬ થી આપરેલ.

મુંબઇની યુનીવરસીટીની પાંચમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઇ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર સર બારટલ ફ્રીઅર બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા એકજ પારસી જવાંન હતા :—

**બેચલર આફ આરટસ** (બી. એ.) ની સનદ— જમશેદજી નવરોજજી ઉનવાલા.[4]

તા૦ ૮ મી આપરેલ.

શેઠો મનચેરજી એદલજી ગીમી અને દાદાભાઇ પેશતનજી માસટરે કોટ મધે "ફરસ્ટ હાઇ સ્કુલ" નામની મેત્રી-

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૪ થી મેએ ૧૮૬૬. એ ભાષણ લારડ હેલીફાકસ પર મોકલ્યાથી તે નામદારે તા૦ ૧૬ મી જુન ૧૮૬૬ ને દીને તેનો જવાબ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ઉપર લખી મુંબઇના લોકોનો આભાર માન્યો હતો.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૭ મી આપરેલ ૧૮૬૬.

૩ બામબે ગવરમેંટ ગેજેટ, તા૦ ૫ મી આપરેલ ૧૮૬૬.

૪ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૬૬ ઉપલા પદવી મેલવેલા પારસી જવાંન ઉપરાંત આએ વર્ષે યુનીવરસીટીની નાહલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—હોરમજજી પેશતનજી બેનેટ, હોરમજજી મનચેરજી ચીચગર, હોરમાસજી રૂસતમજી દાદાચાંનજી, દોરાબજી એદલજી ગીમી, નશરવાંનજી નવરોજજી ખંભાતા, બહમનજી એદલજી મોદી, માણેકજી નશરવાંનજી નાણાંવતી.

**મેટરીકયુલેશનની** પરીક્ષામાં—હોરમજજી જાંગીરજી ભાભા, ભીખાજી કાવશજી કાંગા, રતનજી એદલજી કાંગા, દીનશાહ જીજીભાઇ છાપગર, બહમનજી પીરોજશાહ કંત્રાકટર (ચાહેવાલા), જીજીભાઇ ખરશેદજી કાપડીઆ, કાવશજી મનચેરજી મીસતરી, બરજોરજી રૂસતમજી બરજોરજી મોદી, બરજોરજી એદલજી મોદી, ફરદુનજી કાવશજી મુલાં, દાદાભાઇ નશરવાંનજી નાણાંવતી, તેહમુલજી ભીખાજી નરીમાંન, બેહરાંમજી ફરામજી પટેલ, નશરવાંનજી હીરજીભાઇ પટેલ, એદલજી જમશેદજી સંજાણા, ખરશેદજી નશરવાંનજી સીરવાઇ, એદલજી દોરાબજી તલાટી, માણેકશાહ જાંગીરશાહ તાલેયારખાં.

યુનીવરસીટીની ઊંચી પરીક્ષાઓમાં હિંદુઓ પોતાની સંસકરત ભાષાનો અભીઆસ કરવા લાગા તે ઉપરથી ચાનસેલર સર બારટલ ફ્રીઅરે પોતાનાં ભાષાણમાં ઉમેદ બતાવી કે પારસીઓ પોતાની પુરાતન જંદ પેહલવી ભાષાઓનો અભીઆસ પણ હવે જલદીથી કરવા માંડશે. તે નામદાર બોલ્યા કે :—

"I trust the day is not far distant when we shall find the Parsees of this University devoting to the study of their ancient and sacred languages some such attention as their learned Hindoo brethren devote to Sanscrit. The two fields of study have much in common, and though we may not hope to recover from the last treasures of ancient Persian and Assyrian literature anything approaching in quantity or value to the stores of Sanscrit learning, yet there is enough to be done to fire the ambition of scholars who trace the history of their race and faith back to the early days of Persia and Assyria."

કયુલેશનની પરીક્ષામાં પસાર થવા જેટલી કેળવણી આપવાની એક સ્કુલ આજ દીનથી ઉંઘાડી હતી.[1]

તા૦ ૧૦ મી આપરેલ.

હાનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ અતરેની લેજીસલેટીવ કૌનસીલમાં મુંબઈ ઇલાકામાં જેહર વેચવાની મનાઈ બાબેના કાએદાનું એક બીલ ગયા સપટેમબર માસમાં રજુ કીધું હતું, તે બીલ આજ દીને કૌનસીલની સભામાં એક ધારા તરીકે એ ગ્રહસ્થની દરખાસ્તથી પસાર થયું હતું.[2]

તા૦ ૧૧ મી આપરેલ.

રોજ ૨૧ માહ ૮ (ક૦) ૧૨૩૫ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી ફરાંમજી હીરામેહતાના[3]—ઉમર વર્ષ ૫૧) શેઠ ફરાંમજી હીરાજી મેહતાના વડા દીકરા. એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૩૯ માં પોતાના બાપની સાથે તેમના હાથ હેઠલ ચીન ગયા હતા. તે પછી ત્યાંજ મેશરસ પેશતનજી ફરાંમજી કામાની કુંપનીમાં રહયા હતા. ઈ૦ સ૦ ૧૮૪૮ માં મુંબઈ આવી શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દોરાબજી નશરવાંનજી કામાજી, અને પેશતનજી નવરોજજી પોંહચા સાથે "ખુરશેદજી નોશરવાંનજી કામાની કુંપની" માં ભાગયા થાઈ પાછા ઈ૦ સ૦ ૧૮૫૩ સુધી ચીન ગયા હતા. તે બાદ અતરે આવી ઈ૦ સ૦ ૧૮૬૪ સુધી એજ પેહડીમાં શામેલ હતા.

તા૦ ૧૯ મી આપરેલ.

શેઠ કુવરજી શોરાબજી નાજરે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની જીંદગીને લગતું ઇંગ્રેજીમાં એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૨૩ મી એપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી કાવશજી મીસતરીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦૦) ની

---

૧ એ સ્કુલ અવલમાં સ્ટુડંટસ લીટરરી એંડ સાએનટીફીક શોશાઈટીની મદદથી શેઠ માણેકજી નવરોજજી ભરુચાકે ઈ૦ સ૦ ૧૮૫૫ માં કોઠ મધે ગુજરાતી શિખાડવા માટે ઉંઘાડી હતી, અને તેમાં બીજે વર્ષે એટલે ઈ૦ સ૦ ૧૮૫૬ માં શેઠ મનચેરજી એદલજી ગીમી શામેલ થયા હતા. શેઠ માણેકજીએ ઈ૦ સ૦ ૧૮૬૦ માં તેમાંથી છુટા પડી એ સ્કુલ શેઠ મનચેરજીને સ્વાધીન કીધી, જેવણે તે છ વર્ષ સુધી એખલાએ ચલાવી, તથા તેમાં થોડુંક ઇંગ્રેજી શિખવવાનું પણ દાખલ કીધું હતું. એ બાદ ઈ૦ સ૦ ૧૮૬૬ માં ઉપર મુજબ શેઠ દાદાભાઈ પેશતનજી માસટરને ભાગયા કરી તે "ફોરટ હાઇ સ્કુલ" ના નામથી છેક મેત્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થવા જેટલાં ધોરણની ચાલુ કીધી હતી. શેઠ મનચેરજી ઈ૦ સ૦ ૧૮૭૩ ના આપરેલ માસમાં મરણ પામવા પછી શેઠ દાદાભાઈએ ૧૮૭૪ ના અકટોબર માસથી તેમાં શેઠ માણેકજી બેજનજી કુપરને ભાગયા કીધા હતા. શેઠ માણેકજી એમાં જોડાયા પછી એ સ્કુલની કેળવણી વગેરેમાં ઘણો સુધારો કરી તેને ચહતી હાલતમાં લાવ્યા હતા, અને એકવાર ઈ૦ સ૦ ૧૮૭૫ માં એ સ્કુલને સરશ પરીણાંમ લાવવા માટે સરકાર તરફથી રૂ૪૧૦૦) ની ગ્રાંટ–ઇન–એડ પણ મલી હતી, લેકીન એ ખાતું પોતાનો નિભાવ પોતાની મેલે કરી શકે એવી હાલતમાં હોવાથી તેને સરકારી કાનુન મુજબ બીજે વર્ષે ઉપલી ગ્રાંટ–ઇન–એડ મલી શકી નહી. વળી ઈ૦ સ૦ ૧૮૮૨ માં હિંદુસ્થાંનની વડી સરકારે આ દેશમાં અપાતી કેળવણી સંબંધી રાજનીતિ તથા તેને લગતી બીજી બાબદોની તપાસ કરવાને નેમેલાં કમીશને એ સ્કુલની મોલાકાત તા૦ ૩૦ મી અકટોબર ૧૮૮૨ ને દીને ટાઉન હાલ મધે લીધી હતી, જે વેળાએ કમીશનના પ્રમુખ ડાકટર ડબલ્યુ. ડબલ્યુ. હંટરે ખાંનગી સાહસથી ચાલતી આ સ્કુલની ચહતી વિષે પોતાનો સંતોષ બતાવ્યો હતો. એ પછી મજકુર શેઠ દાદાભાઈએ તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૮ થી એ સ્કુલમાંથી પોતાનો સંબંધ છોડયો, અને શેઠ માણેકજીએ તે ૩। વર્ષ એખલી ચલાવી તા૦ ૨૯ મી આપરેલ ૧૮૯૧ ને દીનેથી એની માલેકી શેઠ ફરાંમજી બહમનજી પેશતનજી માસ્ટર, બી. એ. ને સોંપી હતી, જેવણ પોતાની "બોમ્બે એંડ ચંદનવાડી હાઇ સ્કુલ" ની સાથે એ સ્કુલ પણ ફતેહમંદી ભરી રીતે ચલાવેછે. એ સ્કુલમાં હાલ ૧૧૫૦ વિદ્યાર્થીઓ કેળવણી લેછે, તથા એમાંથી કેળવણી લઈ અત્યાર સુધીમાં મુંબઈની યુનીવરસીટીની મેત્રીકયુલેશનની પરીક્ષામાં ૪૮૩) વિદ્યાર્થીઓ પસાર થયાછે, જેઓમાંના ઘણાઓ યુનીવરસીટીની છેક ઉંચે દરજજેની પરીક્ષાઓ પણ પસાર કરી આજ મોટા ઓહદાઓ ભોગવેછે, તથા ઈ૦ સ૦ ૧૮૭૭ થી તે ૧૮૯૩ સુધીમાં એ સ્કુલ મધે શિખેલા ૨૪) વિદ્યાર્થીઓએ મુંબઈની યુનીવરસીટીને લગતા મેડલ, પ્રાઇઝો, તથા સ્કાલરશીપો મેળવીછે. વળી એ સ્કુલના કેટલાક આગલા વિદ્યાર્થીઓએ ઈ૦ સ૦ ૧૮૮૬ માં એ સ્કુલમાં એક લાઇબ્રેરી માટે રૂ૩૦૦૦) ની રકમ એકઠી કરી હતી, અને તેમાં સરકારી કેળવણી ખાતાં તરફથી પણ એટલીજ રકમની મદદ મળવાથી એમાં ૩૦૦૦) વાંચવા તથા અભીઆસ કરવા લાયક પુસ્તકોની એક લાઇબ્રેરી ઉભી કરવામાં આવીછે, તેમજ રસાએણ શાસ્ત્ર વગેરેની તાલીમ આપવા માટે લીધાં રૂ૭૦૦૦) સુધીનાં સુધરેલી ઢપનાં ઓજારો ખરીદવામાં આવેલાંછે, જે મધે પણ રૂ૧૩૫૦) ની મદદ સરકારી કેળવણી ખાતાં તરફથી મલેલીછે. એ સ્કુલમાંથી શિખી પસાર થયલા એક વિદ્યાર્થીને દર શાલ મેત્રીકયુલેશનની પરીક્ષામાં ઇંગ્રેજી ભાષામાં ચહતી માર્ક મેળવવા માટે રૂ૨૦) નું "જમશેદજી નશરવાંનજી પીટીટ પ્રાઇઝ," તથા ફારસી ભાષામાં ચહતી માર્ક મેળવનારને રૂ૮) નું "બેજનજી અરદેસર દસ્તુર કામદીન પ્રાઇઝ" આપવામાં આવેછે, જે માટે એ બંધે આગલા વિદ્યાર્થીઓના બાપો તરફથી રૂ૫૦૦) અને રૂ૨૦૦) ની સરકારી નોટો એલાહેદી કાઢવામાં આવીછે.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩ મી આપરેલ ૧૮૬૬.

૩ શેઠ પાલણજી ફરાંમજી મેહતાના વડા ભાઈ.

૪ "The First Parsee Baronet, being passages from the life and fortunes of the late Sir Jamsetjee Jeejeebhoy Baronet. By, Cooverjee Sorabjee Nazir, late junior scholar, Elphinstone College, Bombay. Printed at the Union Press, 1866."

રકમ મુંબઈની પારસી પંચાતનાં ફંડમાં તેનું એક જુદું ખાતું પડાવી આપવાની તંદરોસ્તી પહાવી હતી. તેમજ મરનારનાં વીધવા બાઈ મોટીબાઈએ રૂ૬૦૦) દીકરી બાઈ જીવાબાઈએ રૂ૩૦૦), દીકરી બાઈ ગુલબાઈએ રૂ૫૦), દીકરીની દીકરી બાઈ જરબાઈએ રૂ૫૦), તથા જમાઈ શેઠ એદલજી હોરમજજી બાતીવાલાએ રૂ૩૦૦) મલી રૂ૧૩૦૦) પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ આજ દીને સુરતની એંડરૂસ લાઈબ્રેરીનાં દીવાનખાંનાંમાં "ઇંગલાંડ અને ત્યાંના લોકો" એ બાબદ ઉપર અંગ્રેજીમાં એક ભાષાણ કીધું હતું. સભાપતીની ખુરસીએ ત્યાંના જડજ મી૦ સી. જે. કેમબાલ બીરાજ્યા હતા.[2]

તા૦ ૧ લી મેએ.

બીલીમોરા મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનું એક ફંડ આજ દીને ત્યાંની અંજુમનનાં ફંડના તરસ્ટીઓએ ઉભું કીધું હતું.[3]

તા૦ ૪ થી મેએ.

કનાડગીના ડેપુટી કલેકટર અને માજીસ્ટ્રેટ શેઠ નવરોજજી બેહરાંમજી પારખે સરકારી કેળવણી આપવાની

---

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૬૬.

૨ ગુજરાત મિત્ર, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૬૬.

૩ એ ફંડ મધેથી કેટલુંક સુધી કાંઇ ખરચ ન કરી તે વધારયા કીધું હતું, અને ઇ૦ સ૦ ૧૮૮૯ થી એની ઉપજ મધેથી ચારપગારદાર માણસો તથા દોખમાંઓને લગતો સર્વે ખરચ કરવામાં આવેછે. એ ફંડની બાકી સવંત ૧૯૪૭ ની આખરીએ રૂ૧૨૮૪૫)–॥। હતી.

બીલીમોરાની પારસી પંચાતનું ફંડ ઇ૦ સ૦ ૧૮૩૭ થી ત્યાંના જરથોસ્તીઓએ પોતપોતામાં બંદોબસ્ત કરી ઉભું કીધું હતું. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૭ થી ચેરાગખાતાંને નામે એક બીજું ફંડ કરી તે મધેથી દોખમાં આગલ હમેશાં ચેરાગ તથા દોખમાંને લગતો સર્વે ખરચ, તથા દરેમેહર મધે દરૂન બાજ, આફરંગાંન, ઇજશને, વગેરે હમેશાં જારી રાખવાનો ખરચ ચાલુ કીધો હતો. એ ફંડ મધે ઇ૦ સ૦ ૧૮૬૦ માં શેઠો મોટાભાઇ જમશેદજી બીલીમોરીઆ, રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆ, રૂસતમજી રતનજી બીલીમોરીઆ, તથા બેજનજી જીનાભાઇ બીલીમોરીઆની મારફતે રૂ૩૦૫૫) મુંબઈથી ભરાયા હતા. એ ઉપરાંત એજ શાલથી બીલીમોરામાં ધાહંબાર કરવાનું એક ફંડ તરસ્ટીઓએ ઉભું કીધું હતું. જેમાંથી દર શાલ મેહર મહીનાનો ધાહંબાર કરવામાં આવતો હતો. એ ધાહંબાર ફંડને હીસાબે જુની મુંબઇ બેંકના શેરો લીધા હતા તેની ખોટના રૂ૫૧૦૦) ઇ૦ સ૦ ૧૮૭૨ માં ઉધારી વાલી ૧૮૭૩ થી એ ફંડને અંજુમનનાં જનરલ ફંડ સાથે જોડી નાખ્યું હતું. વળી ઇ૦ સ૦ ૧૮૬૦ થી ગરીબ ઇરાનીઓને આસરો આપવા સારૂં એક ફંડ ઉભું કરી તે મધેથી તેવા ગરીબ લાચાર ઇરાનીઓને મદદ કરવામાં આવેછે, તથા ઇ૦ સ૦ ૧૮૭૧ ના ઇરાંનના દુકાલ વખતે મુંબઇ મધે ઉભાં થયલાં ફંડમાં તે મધેથી રૂ૫૦૦) મોકલવામાં આવ્યા હતા. અંજુમનનાં ફંડ મધેથી ઉપલાં દોખમાં તથા દરેમેહરમાં ક્રિઆ કરાવવાના ખરચ ઉપરાંત ધર્મશાલાની મરામત તથા તેને લગતો સર્વે ખરચ તથા બીલીમોરાનાં રેલવે સ્ટેશન ઉપર જરથોસ્તીઓને પાણી પાવા સારૂં એક માણસ રાખવાનો ખરચ તથા લાચાર જરથોસ્તીઓને આસરો આપવામાં આવેછે.

એ ફંડના તરસ્ટીઓ તરીકે પ્રથમ ઇ૦ સ૦ ૧૮૫૫ થી શેઠો શેરાબજી જીજીભાઇ લીમજીભાઇ, કોલાભાઇ શાપુરજી (કોલાકાકા), નાનાભાઇ દાદાભાઇ, દાદાભાઇ લીમજીભાઇ લીમખાકુના, મોટાભાઇ બરજોરજી મેધોરા, ફરાંમજી બરજોરજી બારીઆ, અને લીમજીભાઇ હોરમજજી મેગુશી હતા. તે પછી તેમાં અવારનવાર ખાલી પડતી જગા ઉપર શેઠો રૂસતમજી લીમજીભાઇ લીમખાકુના, રૂસતમજી કોલાભાઇ કોલાકાકાના, બેહરાંમજી ફરાંમજી બારીઆ, રૂસતમજી મોટાભાઇ મેધોરા અને માણેકજી દાદાભાઇ જુતીઆ શામેલ થયા હતા.

એ ફંડમાં નીચે મુજબનાં ૧૬) ખાતાં પડાવવામાં આવ્યાંછે:—

(૧) ઇ૦ સ૦ ૧૮૬૨ માં બાઇ વીરબાઇજી તે શેઠ નાનાભાઇ દાદાભાઇનાં બેરીએ બોમ્બે બેંકનો શેર ૧) તેનું વ્યાજ દર શાલ ૧) ધાહંબાર તથા દરરોજ ૧) પટેટ કરાવવામાં વાપડવાને. (૨) ઇ૦ સ૦ ૧૮૬૩ માં શેઠ હોરમજજી રૂસતમજી મગુશીએ રૂ૫૦૦) તથા ૧૮૬૬ માં શેઠ નશરવાંનજી હોરમજજી મગુશીની નઇઅતે રૂ૬૫૬ આપ્યા ને તેનું વ્યાજ ઇ૦ સ૦ ૧૮૮૪ સુધી રૂ૨૫૮૨॥।– સુધી વધરાવી પછી તે શાલથી મેહર મહીનાનો પાંચમો ધાહંબાર કરવામાં વાપડવાને. (૩) ઇ૦ સ૦ ૧૮૬૪ માં શેઠ મેનાભાઇ લીમજીભાઇ બીલીમોરીઆએ રૂ૫૦૦૦) તેનું વ્યાજ દર શાલ ધાહંબાર ૨) તથા દરેમેહરમાં દરરોજ ઇજશને, આફરંગાન બાજ તથા ૪) પટેટ કરાવવામાં વાપડવાને. (૪) ઇ૦ સ૦ ૧૮૬૫ માં શેઠ નાનાભાઇ દાદાભાઇએ રૂ૧૦૦૦) ની રકમ તથા જી. આઇ. પી. રેલવેનો શેર ૧) પોંડ ૧૨૦) નો મલી રૂ૨૩૪૪) તેનું વ્યાજ દર શાલ ધાહંબાર ૧) તથા દરરોજ પટેટ ૧) કરાવવામાં વાપડવાને. (૫) ઇ૦ સ૦ ૧૮૬૬ માં શેઠ રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆએ પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી લીમજીભાઇ બીલીમોરીઆનાં નામનું ખાતું પડાવી રૂ૨૫૦૦) ની રકમ દર વર્ષે દેહ મહીનાનો ધાહંબાર ૧) કરવા તથા બીલીમોરા મધે ૧૮૪૪ માં પોતે બંધાવેલી ધર્મશાલાની તથા ૧૮૩૬ માં પોતાના બાવાએ બંધાવેલા દોખમાં આગલ જવાના રસ્તાપરના પુલની મરામત કરાવવાના ખરચમાં વાપડવાને. (૬) ઇ૦ સ૦ ૧૮૭૧ માં બાઇ હમાંબાઇ તે શેઠ ધનજીભાઇ દાદાભાઇ દારીશેઠનાં ધણીઆંનીનાં પુનને માટે તેવણનાં માતાજી મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ બહમનજી જીજીભાઇનાં ધણીઆંનીની પુંજીમાંથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને. (૭) ઇ૦ સ૦ ૧૮૭૬ માં બાઇ વીરબાઇજી તે શેઠ પેશતનજી બેહરાંમજી મેહતા ગંદેવીવાલાનાં ધણીઆંનીએ પોતાના દીકરા મરહુમ શેઠ નવરોજજી પેશતનજી મેહતાનાં પુનને સારૂં રૂ૯૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ બીલીમોરાનાં દોખમાંપર જવાના પોતે બંધાવી આપેલા રસ્તાની મરામતમાં વાપડવાને. (૮) ઇ૦ સ૦ ૧૮૮૨ માં

રીત તથા તેથી જવાંનયાઓ કેવા થાયછે તે વિષે એક ચોપાંનયું રચી ઇંગ્રેજીમાં પ્રગટ કીધું હતું.[1]

---

શેઠ દાદાભાઇ હોરમજજી લીમરાએ રૂ૨૫૦૦) ની રકમ રૂ૨૦૦૦) નું વ્યાજ દર શાલ ૧) ઘાહંબાર કરવામાં તથા રૂ૫૦૦) નું વ્યાજ ચેરાગનાં ફંડમાં વાપડવાને. (૯) ઇ૦ સ૦ ૧૮૮૨ માં શેઠ દાદાભાઇ ભીમજીભાઇ ભીમચાકુનાએ રૂ૨૦૦૦) ની રકમ તેનું વ્યાજ દર શાલ અરદીબેહશત મહીનાનો પાંચમો ઘાહંબાર કરવામાં વાપડવાને. (૧૦) ઇ૦ સ૦ ૧૮૮૩ માં બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ બરજોરજી મેહરવાંનજી માવજીનાં વીધવા તથા મરહુમ શેઠ જીવણજી રતનજી માવજીનાં દીકરીએ પોતાના બાવાનાં પુનને સારૂ રૂ૧૫૦૦) ની રકમ તેનું વ્યાજ દર શાલ તીર મહીનાનો ત્રીજો ઘાહંબાર કરવામાં વાપડવાને. (૧૧) ઇ૦ સ૦ ૧૮૮૫ માં બાઇ પીરોજબાઇ તે શેઠ નવરોજજી નશરવાંનજી ગજવર ગનદેવીવાલાનાં ધણીઆંનીએ રૂ૨૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ તેમની હૈયતી સુધી તેમને પોતાને આપવા તથા તે બાદ દર શાલ ઘાહંબાર ૧) કરવામાં વાપડવાને. (૧૨) ઇ૦ સ૦ ૧૮૮૬ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાનાં દીકરી મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી દોરાબજી પાંડેનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને. (૧૩) ઇ૦ સ૦ ૧૮૮૬ માં શેઠ કુવરજી દાદાભાઇ ભુતીઆએ રૂ૧૩૫૦) ની રકમ તે વધી રૂ૨૦૦૦) થાય ત્યાંસુધી અનામત રાખી પછી તેનું વ્યાજ દર શાલ ઘાહંબાર ૧) કરવામાં વાપડવાને. (૧૪) ઇ૦ સ૦ ૧૮૮૮ માં શેઠ ફરાંમજી કાવશજી મેહતા તથા કુટુંબે પોતાનાં માસી મરહુમ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ નવરોજજી પેશતનજી મેહતા ગંદેવીવાલાનાં વીધવા તથા મરહુમ શેઠ રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆનાં બેટીનાં પુનને સારૂં રૂ૩૦૦) ની રકમ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને. (૧૫) ઇ૦ સ૦ ૧૮૯૦ માં શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને સારૂં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને. (૧૬) ઇ૦ સ૦ ૧૮૯૦ માં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી સાકરબાઇ તે મરહુમ શેઠ ફરાંમજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુનને સારૂં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ખરચમાં વાપડવાને.

એ ફંડની પુંજી તેના છેલ્લા સંવત ૧૯૪૭ સુધીના છપાયલા હીસાબ મુજબ ઊપલાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ સુધાં રૂ૬૩૭૫૦॥≈॥ ની તરસ્ટીઓ હસ્તક છે.

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદજરદી.

**મરણ**—હોરમજજી બેહરાંમજી હારડા[2]—ઉમર વર્ષ ૬૫) શેઠ બેહરાંમજી જીવણજી હારડાના દીકરા. એવણ પેહલ વેહલા ઇ૦ સ૦ ૧૮૩૨ માં મારવાડી ગણેશદાસ કીશનાજી તથા બીજા વ્યાપારીઓની આડત લઇ ચીન બાતે ગયા હતા. તે બાદ ઇ૦ સ૦ ૧૮૪૫ સુધીમાં ચીનની ઘણીક સફરો કરી એજ શાલમાં મુંબઇ આવી પોતાનો હીસાબ ચીનનો રોજગાર પોતાના દીકરા શેઠ બરજોરજીને ત્યાં મોકલી ચલાવતા હતા.

---

તા૦ ૬ ઠી મેએ.

રોજ ૧૬ માહ ૮ (શે૦) ૧૨૩૫ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ પુતલીબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી ડોશાભાઇ જમશેદજી વાડીઆનાં વીધવા તથા મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના ભાઇઓ શેઠો નશરવાંનજી તથા બરજોરજી મનચેરજી વાડીઆએ રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

**મરણ**—શોરાબજી દાદાભાઇ દુબાશનાં બપાઇ કુવરબાઇ—ઉમર વર્ષ ૧૧૦) એવણ આવડી લાંબી ઉમરે મુંબઇ મધે કોટમાં મરણ પામ્યાં હતાં.

---

તા૦ ૭ મી મેએ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરતોશતી મદરેસાના વિદ્યાર્થીઓને ઇનાંમો આપવાની પેહલી સભા આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશ બેહરાંમમાં મલી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા પછી એ મદરેસાના ઓનરરી ઉપરી શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ એ મદરેસાની સ્થાપણાથી તે અત્યાર સુધીનો ત્રણ વર્ષનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જે બાદ સરનશીને એ મદરેસાના બે ચઢતા વિદ્યાર્થીઓ એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા અને એ૦ ફરાંમજી મોનોચેહરજી જામાસપઆશાનાને પોતાને હાથે પેહલાને રૂ૨૫૦) અને બીજાને રૂ૧૨૫) નો એમ બે સોનાનાં ચાંદ પેહરાવ્યા, તથા બે વિદ્યાર્થીઓ એ૦ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆ અને એ૦ એદલજી કેરશાસપજી આંતીઆને

---

૧ અતરેનાં ટાઇમસ ઑફ ઇંડીઆમાં મીશનરીઓની તરફથી લખાંણ આવતું હતું કે સરકારે આ દેશમાં સરેશતાની કેળવણી સાથે ખ્રીસ્તી ધર્મની કેળવણી પણ આપવી જોઇએ, જેમ ન કરવાને લીધે જવાંનયાઓ કાંઇ પણ ચોકસ ધર્મ પાળતા નથી અને અધર્મી થાયછે. એ તોહમતનો આ ચોપાંનયાંમાં શેઠ નવરોજજીએ જવાબ આપ્યોછે કે કેળવણી પામેલા જવાંનો કાંઇ અધર્મી થતા નથી, પણ પોતાની જુની બુતપરસ્તી અને વેહમભરેલી ક્રિઆઓને ભુલી જઇ એક ખરા ખોદાને માનેછે.

૨ શેઠો બરજોરજી, ખરશેદજી, અને નાનાભાઇ હોરમજજી હારડાના બાવા. એવણના બાવા શેઠ બેહરાંમજી જીવણજી સુરતથી અતરે આવી તે વેળાની મેશરસ ખુસ શાસેટની કુંપનીના ભાગયા ઓનરેબલ પી. હાડોની નોકરીમાં રેહવાથી "હાડાના" કરી ઓળખાવા લાગા હતા.

૩ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૨૨ ના હીસાબની ચોપડી.

### તા૦ ૧૨ મી અકટોબર.

મુંબઈના કોટ માહેલું બજાર કાઢી નાખી તે નવી બંધાતી (ક્રાફરડ) મારકીટમાંજ સાથે રાખવાનો સત્તાવાળાઓનો વિચાર હોવાથી તેની સામે કોટના રેહવાસીઓની ૧૫૦૦ સહીની એક અરજી લઈ ચાર પારસી ગ્રહસ્થો (શેઠો શાપુરજી પેશતનજી માકાબચાના, પેશતનજી બેહરામજી દાંતરા, રુસ્તમજી બેહરામજી મીનીબેગ અથવા પાપા, ભીમજીભાઇ બેહરામજી માસતરી અથવા મારીનસ) નું એક ડેપ્યુટેશન પુણે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરની હજુરમાં ગયું હતું. નામદાર ગવરનરે તેઓની માન સાથે મોલાકાત લીધા પછી એ બાબદ ઉપર મ્યુનીસીપાલ કમીશનર સાથે મસલત કરી ધીઆંન આપવાને કબુલાત આપી હતી.[1]

### તા૦ ૧૪ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ કાવશજી હોરમજજી રુસ્તમ ફરાંમનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વીધવા બાઇ શુનાંબાઇ, દીકરા શેઠ અરદેસર કાવશજી રુસ્તમ ફરાંમના અને દીકરી બાઇ બાઇજી તે શેઠ બેહમનજી હોરમજજી જશાંવાલાનાં ધણીઆંણીએ મલી રૂ૧૬૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

### તા૦ ૨૫ મી અકટોબર.
### રોજ ૩ માહ ૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—પાલણજી હોરમજજી કાપડીઆ—(ઉમર વર્ષ ૫૫) એવણ પ્રથમમાં ડા૦ રૂપજી જેઠા સાથે "પાલણજી રૂપજી" નાં નામથી કાપડની દુકાન ચલાવતા હતા. તે બાદ ડા૦ રૂપજીનો ભાગ તા૦ ૬ થી આગશ્ટ ૧૮૪૬ થી બંધ કરી તે પેહડી "પાલણજી હોરમજજીની કુંપની" ને નામે શેઠો પેશતનજી નવરોજજી કાપડીઆ તથા અરદેસર નશરવાંનજી નાદરશાહ સાથે ભાગમાં ચલાવતા હતા. એ પછી તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૫૯ થી ઉપલા ભાગયાઓથી જુદા પડી પોતાના દીકરાઓ શેઠો જમશેદજી તથા રૂસ્તમજી સાથે "પાલણજી હોરમજજી સનસ" ને નામે વહીવટ ચાલુ કીધો હતો. એ ઉપરાંત "મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીની કુંપની" નાં નામની પેહડી ખાતે પણ એવણ ઈ૦ સ૦ ૧૮૬૩ ની આખરી સુધી ભાગલા હતા. ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એવણ ઈ૦ સ૦ ૧૮૬૪ થી એક ડાએરેકટર હતા. એવણ સુધરેલા વિચારના તથા એક કીમતવાંન શેહરી હતા.

### તા૦ ૮ મી નવેમબર.
### રોજ ૧૭ માહા ૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મોજલસમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ "જરતોશતી દીન આપણુને પાક ખોદાતાલાની તરફથી મલેલીછે તેહની જાહેર તથા અંદરખાનેની પુરવારી, અને તે ઉપર એતેકાદ રાખવાની જરૂર" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[3]

### તા૦ ૧૦ મી નવેમબર.

શેઠ નાનાભાઈ નશરવાંનજી પાલણજી (માસટર) એ ખોરદેહ અવસ્તાની ત્રણ ચોપડીઓ નીચે મુજબ પ્રગટ કીધી હતી:—

ખોરદેહ અવસ્તા, યુરોપેન કાયદે ઉકલાવી શુદ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં.[4]

ખોરદેહ અવસ્તા, હાલ ચાલુ કાએદે ઉકલાવી શુદ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં.[5]

ખોરદેહ અવસ્તા, તેની માએનીનો ગુજરાતી ભાષામાં સાર.[6]

### તા૦ ૧૫ મી નવેમબર.

ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલા, એમ. ડી. ને નામદાર સરકારે ઉત્તર વિભાગના શીતળાખાતાંના શુપરીંટેંડંટ થવાને વડા નેમ્યા હતા.[7]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૬૬.

એ પછી તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને ઉપલી અરજીના જવાબમાં નામદાર ગવરનર તરફથી જણાવવામાં આવ્યું હતું કે કોટનાં જુનાં બજારની પડોસમાંજ નવું બજાર બાંધવાને એક સારી જગા સુંઢી કાઢવામાં આવી છે તે પર તે બાંધવામાં આવશે.

૨ મુંબઇની પારસી પંચાતનાં ફંડના હીસાબની સવંત ૧૯૨૩ ના હીસાબની ચોપડી.

૩ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૬૬.

૪ "ખુરદેહ અવસ્તા. યુરોપયન કાયદે ઊકલાવી શુદ્ધ ગુજરાતીમાં. બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. સર જ. જી. પી. બી. ઇનસટિટયુશનને લગતી કોટની છોકરીઓની સ્કુલનો વડો શિક્ષક. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનામાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઈ૦"

૫ "ખુરદેહ અવસ્તા. હાલ ચાલુ કાયદે ઊકલાવી શુદ્ધ ગુજરાતીમાં. બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનામાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઈ૦"

૬ "ખુરદેહ અવસ્તા. તેનો ગુજરાતી ભાષામાં (સાર). બનાવનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીનાં છાપખાનામાં છપાયો. સને ૧૨૩૫ ય૦ સને ૧૮૬૬ ઈ૦"

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૫ મી નવેમબર ૧૮૬૬.

### તા૦ ૧૬ મી નવેમબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૪ થી તે તા૦ ૧૯ મી અકટોબર ૧૮૬૫ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૩૬૦૮૮૦।।।૧૨ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૧૧૨૫૩૪। ની આવક થઇ હતી, અને ખરચ રૂ૪૯૪૭૪।।૬।। થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૪૨૩૯૪૦।।૫।। તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[1] રૂ૫૮૮૦૯૨)૬ મલી કુલે રૂ૧૦૧૨૦૩૨।।૧૧।। બાકી હતા.

### તા૦ ૧૭ મી નવેમબર.

દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજનાએ આજ દીને મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજી વાલાં આતશબેહરાંમમાં "જંદ અવસ્તાના ખુબી ભરેલા ત્રણ કલામો—હુમત, હીખ્ત, હુવરશત" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભળાવી હતી. તે પુરી થવા બાદ દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ ઉઠી તેમનો સભાની તરફથી ઉપકાર માનયો હતો.[2]

### તા૦ ૨૫ મી નવેમબર.

જરમનીવાલા ડાકટર અલેકજાંડર કોહટે યાહુદીઓનાં દેવતા અને દેતોના પારસી ધર્મ શાથના સંબંધ વિષે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

### તા૦ ૨૭ મી નવેમબર.

રોજ ૬ માહા ૩ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ નવસારીનાં આતશબેહરાંમ મધે કેબલો રાખવાને માટે રૂ૧૦૦૦૦) ની

---

૧ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૨૬) ખાતાં ઊપરાંત આએ વર્ષમાં બે નવાં ખાતાં ઊમેરાયાંછે. તેમાં પેહલું મરહુમ શેઠ રૂસતમજી હોરમજજી જોગા, ટરીચીનાપોલીવાલાએ મ.ઇસોરના રાજા ઊપર પોતાના લેહણા નીકલતા રૂ૩૦૦૦૦) વસુલ કરી તે મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં પોતાનાં નામનું જુદું ખાતું પડાવી આપવાને તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૦ ને દીને નીલગરીવાલા શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાને અખત્યારનામું આપ્યું હતું તેની રૂહે તેવણે તે નાણાં વસુલ કરી તેનો પેહલો હફતો રૂ૫૦૦૦) નો તા૦ ૨૩ મી આગશટ ૧૮૬૦ ને દીને, બીજો હફતો રૂ૧૦૦૦૦) નો તા૦ ૧૦ મી સપટેમબર ૧૮૬૧ ને દીને, તથા બાકીના રૂ૧૫૦૦૦) તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૪ ને દીને તરસ્ટીઓ પર મોકલ્યા હતા; જેથી તે આખી રૂ૩૦૦૦૦) ની રકમનું મરહુમ શેઠ રૂસતમજીનાં નામનું જુદું ખાતું તા૦ ૭ મી નવેમબર ૧૮૬૪ ને દીને પાડી તેનું વ્યાજ પંચાતનાં જનરલ, આંધલા પાંગલા જરથોસ્તીઓનાં, રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં, અને મુકતાદને તાંકણે દેશાવરો ખાતે ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડોમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. બીજું ખાતું શેઠ માણેકજી એદલજી આલબલેશે તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૬૫ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસનાં પુનને માટે તેવણની પોતાની પુંજી મધેથી તથા ફરજંદો અને બેશીઓએ મલી રૂ૨૦૦૦૦) ની સરકારી નોટ આપી તેનું વ્યાજ પંચાતનાં જનરલ, આંધલા પાંગલા જરથોસ્તીઓનાં, તથા રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનાં ફંડો મધે વાપડવાનો બંદોબસ્ત કરી પડાવ્યું હતું.

એજ મુજબ મરહુમ શેઠ કાવશજી ધનજીભાઇ પાંઊવાલાનાં નામનાં રૂ૧૦૦૦૦) નાં ખાતાંમાં તેવણનાં પુનને માટે તેવણનાં વીધવા બાઇ મેહરબાઇ તથા ભત્રિજાઓ શેઠો ખરશેદજી અને દોરાબજી પાલણજી પાંઊવાલા તથા શેરાબજી કાવશજી પાંઊવાલાએ તા૦ ૫ મી સપટેમબર ૧૮૬૫ ને દીને રૂ૧૫૦૦૦) ની બીજી સરકારી નોટ આપી તે ખાતું રૂ૨૫૦૦૦) નું કરી તેનું વ્યાજ મુંબઇનાં આંધલાં પાંગલા જરથોસ્તીઓનાં, રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં, તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેનાં ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડોમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી મરહુમ શેઠ ફરદુનજી શેરાબજી પારખનાં નામનાં રૂ૧૧૫૦૦) નાં ખાતાંમાં શેઠ ખરશેદજી ફરદુનજી પારખે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૬૫ ને દીને રૂ૧૦૦૦૦) ની બીજી સરકારી નોટ પોતાનાં બેહન મરહુમ બાઇ મેહરબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી એદલજી વાડીઆનાં વીધવાની પુંજીમાંથી તે બાઇનાં તથા તેવણના ખાવંદનાં પુનને માટે આપી તે ખાતું રૂ૨૧૫૦૦) નું કરી તે નવી રકમનું વ્યાજ મુકતાદને તાંકણે ઊધરાંણાંની ટીપ મધે ભરીને સુરત ખાતે વેંહચી આપવા સારૂં વાલવાનો બંદોબસ્ત કીધો હતો.

એ ઊપરાંત શેઠ દીનશાહજી દાદાભાઇ ગાંધીએ પોતાના દીકરા મરહુમ શેઠ મનચેરશાહ દીનશાહ ગાંધીનાં પુનને માટે તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૬૫ ને દીને રૂ૨૫૦૦) સરકારી નોટ આપી તેનાં વ્યાજમાંથી મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી જંદ પેહલવી મદરેસામાં દર શાલ એક વીદયારથીને એ મરહુમનાં નામની એક સ્કાલરશીપ આપવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ બેહમનજી ફરાંમજી કામાજીએ પોતાની દીકરી મરહુમ બાઇ દીનબાઇ તે શેઠ જીવણજી હીરજીભાઇ રેડીમનીનાં બીજીવારનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૨૮ મી આગશટ ૧૮૬૫ ને દીને રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ કુલે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં વાપડવાના બંદોબસ્તથી ભેટ આપી હતી.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૬૬.

૩ Ueber die Jüdische Angelologie und Daemonologie in ihrer Abhängigkeit nom Parsismus. von, Dr. Alexander Kohut, Leipzig 1866 in commission bei F. A. Brockhaus.

એ પુસ્તકનો શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ ઈ૦ સ૦ ૧૮૮૦ માં ઇંગ્રેજીમાં તરજુમો કરી The Jewish Angelology and Demonology based upon Parsism એવાં નામથી એક ચોપાનયું પ્રગટ કીધું હતું.

કીમતનું એક મોટું રૂપાંનું આફરગાંનીઉં પોતાને ખરચે તૈયાર કરાવી ભેટ આપ્યું હતું, તે આફરગાંનીઆંમાં આજ દીને આતશબેહરાંમને તખ્તનશીન કરી તેનું એક જશન તથા ગામની બહારં માટીડાઓની નેઆત શેઠ બેહરાંમજીને ખરચે કરવામાં આવી હતી.[१]

તા૦ ૧ લી ડીસેમબર.

ઈંગલાંડ મધે હિંદુસ્થાંનના લોકોના લાભ સાચવવા તથા વધારવાને શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે ત્યાંના કેટલાક મોટા દરજજાના ઇંગ્રેજ ગ્રહસ્થો સાથે મળી "ઇસ્ટ ઇંડીઆ આશોશીએશન" નામની એક સભા આજ દીનથી ઉભી કીધી હતી.[२]

તા૦ ૫ મી ડીસેમબર.

શેઠ એદલજી ફરાંમજી ઢાંડીએ "એક જરથોશતી" ને નામે "શેરના સટાથી થએલી ખુહારી. મીનોચેરનો કીસ્સો" એવે નામનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[३]

તા૦ ૬ થી ડીસેમબર.

મુંબઈની પોલીસ કોરટોમાં પારસી શાક્ષીઓને આજ-વેર એક મોબેદ મારફતે સોગંદ આપવામાં આવતા હતા, પણ તે મોબેદ પોતે સોગંદની મતલબ બરાબર ન સમજવાને લીધે, આજ દીનથી સોગંદ આપવાનું કામ ચીફ-માજીસ્ટ્રેટ મી૦ આર. બી. બારટને પોતાને હસ્તક લઈ તેના તરજુમો દુભાશીઆની પાસે કરાવી તે શાક્ષીને સંભળાવી મોબેદ ફકત અવસ્તાની એક ચોપડી શાક્ષીના હાથમાં ધરી સોગંદ કોરટ તરફથી આપવાની રીત દાખલ કીધી હતી.[४]

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૬૬.

એ આફરગાંનીઉં આતશબેહરાંમમાં ચઢાવવા દેવાના સંબંધમાં નવસારીના દેસાઈ ખરશેદજી નવરોજજી તથા શેઠ બેહરાંમજી સીરવાઈ વચ્ચે કેટલીક બાંજધડ તે વેળાએ ઉઠી હતી, અને દેસાઈજીએ શેઠ બેહરાંમજી પાસે અનીકની ઘડીએ જે લેખ લખાવી લીધો હતો તે વિષે જાહેરમાં ઘણી ચકચાર ચાલી હતી.

૨ એ આશોશીએશનની કૌનસીલમાં હમેશાં મોટા ઇંગ્રેજ ઉમરાવો, ગ્રહસ્થો, તથા હિંદુસ્થાનમાં આવી ગયલા સરકારી અમલદારો શામેલ થયા કીધાછે, તથા શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસર પેહલાંથી તે અત્યાર સુધી તેમાં શામેલ છે. વળી કૌનસીલમાં કોઈ કોઈવાર ખાલી પડતી જગા પર પારસીઓમાં શેઠો દાદાભાઈ ડોશાભાઈ કામાજી, હોરમજજી અરદેસર ધનજીભાઈ વાડીઆ, જમશેદજી જીવણજી ગજ્જર, નવરોજજી ફરદુનજી, દાદાભાઈ બેહરાંમજી ચોથરી, હોરમજજી નશરવાંનજી વકીલ, રૂસતમજી વીકાજી મેહરજી, મનચેરજી દાદાભાઈ દાદીશેઠ, અરદેસર કાવશજી શેઠના, માણેકજી બેહરામજી દાદાભાઈ, અને મનચેરજી મેહરવાંનજી ભાવનગરી શામેલ થયાછે. એ ઉપરાંત શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે એ આશોશીએશનના હાનરરી શેક્રેટરી તરીકે ૧૮૬૯ થી તે ૧૮૭૧ સુધી કામ ચલાવ્યું હતું. એ આશોશીએશનની જાહેર સભાઓમાં નીચલા પારસી ગ્રહસ્થોએ નીચલી રાજદ્વારી બાબદો ઉપર નીબંધો વાંચ્યા હતા, અને જે એ આશોશીએશનનાં દફતરમાં છપાયલાછે:—

શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસર—હિંદુસ્થાંન તરફ ઇંગલાંડની ફરજો (૨ જી મેએ ૧૮૬૭), માઇસોરનાં રાજ બાબે (૫ મી જુલાઈ ૧૮૬૭), આબીસીનીઆની ચઢાઈના ખરચ બાબે (૨૯ મી નવેમબર ૧૮૬૭), હિંદી સીવીલ સરવીસમાં કેળવાયલા દેશીઓને દાખલ કરવા વિષે (૧૭ મી આપરેલ ૧૮૬૮), સ્થાનીક હિંદી આશોશીએશનોની ફરજો (૨૮ મી અકટોબર ૧૮૬૮), હિંદુસ્થાંનના ગવરનર જનરલનાં બીલમાંના સીવીલ સરવીસ વિષેના ફકરા બાબે (૭ મી જુલાઈ ૧૮૬૯), મુંબઈના રૂઈની ભેલશેલના ૧૮૬૯ ના કાયદા વિષે (૨૧ મી ડીસેમબર ૧૮૬૯), હિંદુસ્થાંનની હાજતો અને સાધનો બાબે (૨૭ મી જુલાઈ ૧૮૭૦), હિંદુસ્થાંનના વ્યાપાર વિષે (૧૫ મી ફેબરવારી ૧૮૭૧), હિંદુસ્થાંનની નાણાં સંબંધી રાજનીતિ વિષે (૧૦ મી મેએ ૧૮૭૧), હિંદુસ્થાંનની હાલત બાબે શેક્રેટરી ઑફ સ્ટેટ સાથે કેટલાક સંદેશાઓ (૧૮૮૦ માં); ફીરોજશાહ મેહરવાંનજી મેહતા—મુંબઈ ઇલાકામાં કેળવણી સંબંધી રીતિ (૧૭ મી ડીસેમબર ૧૮૬૭); દીનશાહ ધનજીભાઈ દાવર—ઇંગલાંડ અને હિંદુસ્થાંન વિષે (૩ જી જુન ૧૮૮૦); એદલજી જમશેદજી ખોરી—એક ઇંગ્રેજ હિંદુસ્થાંનમાં (૨૬ મી જુન ૧૮૮૨); નશરવાંનજી શેહરીયારજી જીનવાલા—(શેઠ મનચેરજી દાદાભાઈ દાદીશેઠે વાંચેલો) હિંદુસ્થાંનમાં ઇંગ્રેજ અને દેશીઓ વચ્ચે વ્યાવહાર (૭ મી ફેબરવારી ૧૮૮૩); (સર રેપર લેઠબ્રીડજે વાંચેલો) હિંદી સીવીલ સરવીસ વિષે (૧૭ મી ડીસેમબર ૧૮૮૪); અરદેસર કાવશજી શેઠના—હિંદી સીવીલ સરવીસની હરીફાઈની પરીક્ષામાં જવાની ઉમર વિષે (૧૯ મી જાનેવારી ૧૮૮૫); માણેકજી બેહરાંમજી દાદાભાઈ—ઇંગલાંડથી હિંદુસ્થાંનનો રાજકારોબાર ચાલવા વિષે (૨૦ મી નવેમબર ૧૮૮૫); હિંદુસ્થાંનના રાજકારોબારમાં કરવા જોઈતા સુધારાઓ વિષે (૧૬ મી ડીસેમબર ૧૮૮૬).

એ ઉપરાંત શેઠ દાદાભાઈ નવરોજજીએ મુંબઈ મધે ઇ૦ સ૦ ૧૮૬૯ ના આપરેલ તથા મેએ માસમાં એ આશોશીએશનનાં કામકાજ બાબે ત્રણ ગુજરાતીમાં અને બે ઇંગ્રેજીમાં જાહેર ભાષણો કરી લોકોને સમજ આપી હતી, તથા મુંબઈથી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ તા૦ ૩ જી જુન ૧૮૬૯ જે દીને એ આશોશીએશનની પુંજીમાં રૂ૧૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ વાપડવાની સરતથી ભેટ મોકલી હતી. એ આશોશીએશનની એક શાખા સભા મુંબઈ મધે તા૦ ૨૨ મી મેએ ૧૮૬૯ ને દીને સ્થાપી હતી, જેની વીગત તે શાલની નોંધમાં જોવામાં આવશે.

૩ "શેરના સટાથી થએલી ખુહારી. મીનોચેરનો કીસ્સો. ઇઆને શેરના સટાની વેલાએ સારાં સારાં આશાંમીઓ કેહેવી રીતેથી ફશી પડીઆં તથા તેઓને ફુશલાવનારાઓએ કેહેવી ઇઉકતીથી તેઓને પાએમાલ કીધાં તેનો હેવાલ. બનાવનાર, એક જરથોશતી. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપેઓછે. શને ૧૮૬૬."

૪ મુંબઈ સમાચાર, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૬૬.

તા૦ ૯ મી ડીસેમબર.

એ૦ કાવશજી એદલજી કાંગાએ વંદીદાદની ૧૯ મી પરગરદનો ગુજરાતી તરજુમો દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે કરી તેનું,[1] તથા ઇજશનેના ૯ મા હા (હાવનીમ) નો ગુજરાતી તરજુમો એજ રીતે કરી તેનું પુસ્તક રચ્યું હતું.[2] એ બંને પુસ્તકો મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં ધર્મખાતાંનાં ફંડના ખરચે છપાઈ પ્રગટ થયાં હતાં.

તા૦ ૧૨ મી ડીસેમબર.

રોજ ૨૧ માહ ૪ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—જમશેદજી રૂસતમજી ઇરાંની[3]—ઉમર વર્ષ ૫૬) શેઠ રૂસતમ ફરોબખશ ઇરાંનીના દીકરા. એવણ ઇરાંનથી ઈ૦ સ૦ ૧૮૨૪ માં અતરે આવ્યા હતા. તે પછી થોડીજ મુદતમાં શેઠ બરજોરજી ફરામજી પાંડે સાથે પેહલવેહલા ચીન ગયા હતા, અને ત્યાંના વ્યાપારનો ઘણોક અનુભવ મેલવી ઈ૦ સ૦ ૧૮૪૦ માં શેઠો બહમનજી અને પેશતનજી ફરામજી કામાની કુંપનીમાં ભાગયા થયા હતા. એ પછી તે પેહડી મેશરસ પી. એંડ ડી. એફ. કામાની કુંપનીમાં બદલાઇ ગઇ હતી, અને જેના એવણ સેવટ સુધી ભાગયા હતા. એવણે ઈ૦ સ૦ ૧૮૨૪ થા તે ૧૮૫૪ સુધી ચાનની ઘણીક સફરો કીધી હતી, અને ત્યાંના વ્યાપારીઓમાં મોટો વગ ધરાવતા હતા.

તા૦ ૧૬ મી ડીસેમબર.

રોજ ૨૫ માહ ૩ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાએ પોતાના છોકરા તથા છોકરાઓનાં છોકરાઓની શેહાદીની નવજોતની મીજલસમાં એક અંજુમન પત્ર વંચાવ્યો હતો કે—"ખેતવાડીમાનાં હમારા રેહેવાના બંગલાને લગતી જે પાછેની જગો જે હમે ખરીદ કરેઆ પછે જરથોશતીઓનાં લગન, શેહાડાએ વાપરવાની રજા આપતા આવેઆ છેઅએ અને તે જગાને માંથે હમારે ખરચે મોહોટી રકમ ખરચીને અમલો, મકાંન બાંધિઉંછે તે નવું મકાંન શુધાં ટરશટમો આપવાને ઠેડાવ આજ રોજે કરેઓછે, તે એ રીતે જે નીચેની જગો જરથોશતીઓને શેહાડી રાંમશની લગન તથા તેવાંજ કારણમો વાપરવાને જાથુક આપેઆમો આવી શએ અને એ મકાંનને શદા સારી હાલતમો રાખવા તથા મરાંમત કરવાના ખરચમો વાપરવા થકી એ જગાની ઉપર હમે નવાં બાંધેલાં મકાંનની જે પેદાશ ભાડું ઉપજે તે એનાં ખરચમો ટરશટીઓએ વાપડવું." એ ઉપરાંત બીજા રૂ૨૫૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૨૦ મી ડીસેમબર.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ પેશતનજી હોરમજજી કામાજીએ પોતાનો ઓહદો છોડવાથી તેમની જગોપર નામદાર સરકારે શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને નેમ્યા હતા.[5]

તા૦ ૨૪ મી ડીસેમબર.

શેઠ નશરવાંનજી ચાંદાભાઈ ઇજનેરને પુણાંના મ્યુનીસીપાલ કમીશનર તરીકે રૂ૫૦૦) ને દરમાયે નેમ્યા હતા.[6]

---

૧ "વંદીદાદની ઓગણીસમી પરગરદનો ગુજરાતી તરજુમો. (દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે) બનાવનાર, કાવશજી એદલજી કાંગા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કામાના ધરમખાતાંનાં ફંડના તરસ્ટીઓએ આએ તરજુમાનો "કાપીરાઇટ" વેચાતો લઇને છપાવી પ્રગટ કરયોછે. મુંબઇ: દફતર આશકારા પ્રેસ. સને ૧૮૬૬ ઇશવી."

૨ "ઇજશનેનો ૯) મો હા (હાવનીમ) નો ગુજરાતી તરજુમો. (દરેક શબ્દનાં વ્યાકરણ તથા ખોલાસા સાથે) બનાવનાર, કાવશજી એદલજી કાંગા. મરહુમ શેઠ નોશરવાંનજી મનચેરજી કામાના ધરમખાતાંનાં ફંડના તરસ્ટીઓએ આએ તરજુમાનો "કાપીરાઇટ" વેચાતો લઇને છપાવી પ્રગટ કરયોછે. મુંબઇ: દફતર આશકારા પ્રેસ. સને ૧૮૬૬ ઇશવી."

૩ એવણના બે ભાઇઓ શેઠો શેહરીઆરજી તથા ખરશેદજી રૂસતમજી ઇરાંની પણ પ્રથમમાં એમની સાથે તથા પછવાડેથી પોતાને હીસાબે ચીનનો રોજગાર કરતા હતા, તથા બંધેએ ત્યાંની ઘણીક સફરો કીધી હતી. એવણના બાવા શેઠ રૂસતમ ફરોબખશ ઇરાનથી અતરે આવી ૧૧) માસમાં મરણ પામ્યા હતા. તેવણની સાથે તેવણના જમાઇ શેઠ ખોદાદાદ બેહરામ (શેઠો બરજોરજી તથા અસપંદીઆર ખોદાદાદ ઇરાનીના બાવા) પણ અતરે આવ્યા હતા.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૬૬.

એ મકાનનું કાએદાસરનું એક તરસ્ટ ડીડ શેઠ એદલજીએ તા૦ ૮ મી મારચ ૧૮૭૧ ને દીને હાઇ કોરટના સોલીશીટર શેઠ શાપુરજી હોરમજજી પાટક મારફતે કરાવી તેના પોતે તથા પોતાના એક દીકરા શેઠ બેજનજી એદલજી સુનાંવાલા તથા શેઠ એદલજી ખરશેદજી સુરતી (ધનજી મેહતાના) ને તરસ્ટીઓ ઠેરવ્યા હતા. એ પછી છેલ્લા ગ્રહસ્થ મરણ પામવાથી તા૦ ૧૯ મી આપરેલ ૧૮૮૦ ને દીને એક બીજું તરસ્ટ ડીડ કરી પોતે તથા પોતાના ચાર બેટાઓ શેઠો બેજનજી, ફરાંમજી, જાંગીરજી, અને બહમનજીને તરસ્ટીઓ નેમ્યા હતા. એ રીતે આ જગા લગનશારા વગેરેને માટે ધર્મખાતે આપ્યા બાદ ખેતવાડી મધે એજ કારણસર બીજા બાગો તથા વાડીઓ થવાને લીધે એનો ઝાઝો ખપ ન થવાથી શેઠ એદલજીએ તે ઈ૦ સ૦ ૧૮૭૧ થી ખેતવાડીની સર કાવશજી જાંગીરજી રેડીમનીવાલી પારસી છોકરીઓની નિશાલને વગર ભાડે વાપડવા આપ્યું હતું, જે હજુ સુધી મુફત વાપડવામાં આવેછે. એ ઉપરાંત એ વાડીના કંપાઊંડમાં ખેતવાડી ખાતે ઊભી થયલી કસરતશાળા પણ ઈ૦ સ૦ ૧૮૭૪ નાં ડીસેમબર માસથી તે ૧૮૮૧ ના સપટેમબર માસ સુધી મુફત રાખવામાં આવી હતી.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૦ મી ડીસેમબર ૧૮૬૬.

૬ જામે જમશેદ, તા૦ ૨૫ મી ડીસેમબર ૧૮૬૬.

એ ઓહદો એવણે ઈ૦ સ૦ ૧૮૬૮ ના મારચ માસમાં છોડયો હતો.

તા૦ ૨૫ મી ડીસેંમબર.

રોજ ૪ માહા ૪ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—હીરજીભાઈ ખરશેદજી વારડીન[1]—ઉમર વર્ષ ૩૪) શેઠ ખરશેદજી હીરજીભાઈ વારડીનના વડા દીકરા. એવણ સારી કેળવણી પામી સર જમશેદજીવાલી મોટી સ્કુલમાં શિક્ષક હતા, તથા વકીલનાં કામનો અભ્યાસ કરતા હતા. એવણે "ઘણીવાર આગતની બાબતસર અંગરેજી વરતમાંન પતરોમાં દેખાવ કીધા હતા, અને જાંણવાજોગ બાબતો ઉપર લખાણ આપેલું હતું."[2]

---

તા૦ ૨૬ મી ડીસેંમબર.

રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—શોરાબજી જાંગીરજી દાદીશેઠ—ઉમર વર્ષ ૫૧) શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠના વડા દીકરા. એવણ પ્રથમમાં મેશરસ આડમ સ્કીનરની કું૦ માં એક આસીસ્ટંટ તરીકે રહેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૪ માં શેઠ અરદેસર ભીમજી બનાજીની સાથે "અરદેસર ભીમજીની કું૦"ને નામે મેશરસ ગ્રેન જાહજિસની કું૦ ના બ્રોકર થયા હતા, અને તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૪૭ થી તેમાંથી પોતાનો ભાગ છોડવ્યો હતો. પછવાડેથી મેશરસ ડબલ્યુ. એંડ એ. ગ્રાહમની કુંપનીમાં પોતાના ભાઈ શેઠ હોરમજજીની સાથે દલાલીનાં કામમાં શામેલ થયા હતા. છાસઠી મધે એવોના વડવાઓને મળેલાં દહસર, એકસર, માગાથાંન, અને પાહડી ગામની જાગીરોનો વહીવટ એવણ પોતાના ભાઈઓ સાથે ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને સુલેહના અમલદારનું માન આપ્યું હતું.

---

તા૦ ૨૭ મી ડીસેંમબર.

સુરત જીલ્લાના આમોદ તાલુકાના મામલતદાર શેઠ દારાશાહ ડોશાભાઈને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[3]

---

તા૦ ૩૧ મી ડીસેંમબર.

આએ વર્ષમાં તા૦ ૨૧ મી જુન ૧૮૬૬ થીતે તા૦ ૩૧ મી ડીસેંમબર ૧૮૬૬ સુધીમાં મુંબઈના પારસીઓમાં **૭૭૧** જન્મ થયલાં નોંધાવાં હતાં.[4]

---

૧ શેઠો ડોરાબજી તથા મેહરાંબજી હીરજીભાઈ વારડીનના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીસેંમબર ૧૮૬૬.

૩ બોમબે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી ડીસેંમબર ૧૮૬૬.

૪ મુંબઈમાં થતા જન્મની નોંધ આએ શાલથી રાખવાનું શરૂ થયું હતું, અને તે તા૦ ૨૧ મી જુન ૧૮૬૬ થી દર અઠવાડીએ ગવરમેંટ ગેઝેટમાં છાપવા માંડી હતી તેથી આએ ૧૮૬૬ નાં શાલના જન્મની નોંધ અરધાં વર્ષની આપીછે. એ જન્મની નોંધ શરૂઆતનાં વર્ષોમાં બરાબર નોંધાઈ તો હોયજ નહિ, તોપણ જેમ સરકારી ગેઝેટમાં તે છપાઈછે તે ઉપરથી હમોએ ગણતિ કરી લીધીછે.

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં **૨૨૯** જોડાંનાં લગન તથા **૪૭** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| **લગન**— ૫ વર્ષનાં ........ | ૦ | ૩ | ૩ |
| ૬ થી ૧૦ વર્ષનાં .. | ૫ | ૧૪ | ૧૯ |
| ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૫૬ | ૧૫૮ | ૨૧૪ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૬૬ | ૪૬ | ૧૧૨ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૬૪ | ૮ | ૭૨ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૦ | ૦ | ૨૦ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૪ | ૦ | ૧૪ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૩ | ૦ | ૩ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૨૨૯ | ૨૨૯ | ૪૫૮ |
| **ગગરનાં**—૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૦ | ૪ | ૪ |
| ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૧૭ | ૧૭ |
| ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૧૧ | ૧૪ | ૨૫ |
| ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૮ | ૮ | ૧૬ |
| ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૯ | ૪ | ૧૩ |
| ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૮ | ૦ | ૮ |
| ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૪ | ૦ | ૪ |
| ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૦ | ૦ | ૦ |
| ૫૫ થી ૬૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૭ | ૪૭ | ૯૪ |

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૮૩૩** મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૬ | ૨૯ | ૮૫ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૨૪ | ૪૩ | ૬૭ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૫૮ | ૬૯ | ૧૨૭ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૯૬ | ૧૦૫ | ૨૦૧ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૧ | ૧૦ | ૨૧ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૧૨ | ૧૫ | ૨૭ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૦ | ૨૫ | ૪૫ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૨૬ | ૧૪ | ૪૦ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૩૩ | ૨૨ | ૫૫ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૩૩ | ૧૯ | ૫૨ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૨૫ | ૨૨ | ૪૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૧૯ | ૨૩ | ૪૨ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૦ | ૧૦ | ૨૦ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ...... | ૨ | ૧ | ૩ |
| ૧૧૦ વર્ષનાં ............ | ૦ | ૧ | ૧ |
| | ૪૨૫ | ૪૦૮ | ૮૩૩ |

એ (૮૩૩) મરણુ નીચલા લટાઓ ઉપર થયાં હતાં :—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૯ | બાહેરકોટ .... | ૧૨૫ |
| કોટ ....... | ૩૨૯ | ખેતવાડી .... | ૬૯ |
| ભુલેશ્વર .. | ૧૮૦ | કામાટીપુરા .. | ૩ |
| કરેલવાડી.... | ૧ | ડંકનરોડ .... | ૩ |
| ગીરગાંમ .... | ૪ | ભીંડીબજાર .. | ૨૫ |
| ચોપાટી .... | ૧૩ | ભાયખલા .. | ૧૬ |
| ગ્રાંટ રોડ.... | ૩ | મજગાંમ .... | ૨૫ |
| તારદેવ .... | ૩ | માહિમ ...... | ૫ |
| ગોવાલીઆ .. | ૪ | પરેલ ...... | ૬ |
| ખંભાલા .... | ૩ | માહીમ...... | ૧ |
| માહલક્ષમી.... | ૨ | બાંદરા ...... | ૧ |
| વાલકેશર .... | ૩ | | |
| | | | ૮૩૩ |

એ (૮૩૩) મરણુ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં :—

| | |
|---|---|
| તાવ ...................... | ૨૩૯ |
| શ્વાનતંતુને લગતાં દરદો .............. | ૫૩ |
| ફેફસાંને લગતાં દરદો .............. | ૫૧ |
| લોહીવીકાર તથા નાકવતી .............. | ૫૯ |
| જલંદર...................... | ૧૪ |
| શીતલા ...................... | ૩૪ |
| ગોવરૂં ...................... | ૨૯ |
| કોલેરા ...................... | ૧૧ |
| મરડો તથા પેટ .................. | ૧૧૮ |
| છુપા ભાગને લગતાં દરદો .............. | ૩ |
| ચામડી તથા હાડચામ અને તંતુનેલગતાં દરદો. | ૬ |
| તરતનાં જન્મેલાં.................. | ૮૫ |
| નહિં જણાયલાં કારણો .............. | ૨ |
| આપઘાત ...................... | ૪ |

(૩ કુવામાં પડીને.
૧ તલાવમાં પડીને).

એ ચારે આપઘાતો પુરૂષોએ કીધા હતા, તેમાં એક ૫૫) વર્ષના તથા બીજા ૫૦) વર્ષનાએ બીમારીને લીધે કુવામાં પડીને, એક ૫૦) વર્ષનાએ ઘરમાં ટંટાને લીધે કુવામાં પડીને, અને એક ૪૫) વર્ષના બબરચીએ કાંઇ કારણ વગર તળાવમાં પડીને આપઘાત કીધા હતા.

| | |
|---|---|
| હોનારત, અકસમાત, વગેરે.............. | ૮ |

(૩ ઘર પડી જવાથી.
૧ પ્રાંચપરથી તુટી પડવાથી.
૧ દરીઆમાં નાહતાં.
૧ તલાવમાં નાહતાં.
૧ દાદરપરથી પડી જવાથી.
૧ કુવામાંથી પાણી કાઢતાં).

અકસ્માતથી મરણ પામેલાં આઠ જણાંમાં છ પુરૂષ અને બે સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૦) વર્ષનો તથા બીજો ૭૫) વર્ષનો કોટમાં હરમાંન ગલીમાં આગને લીધે ઘર પડી જવાથી તેમાં દબાઇને, એક ૨૬) વર્ષનો પાંચમે માલેથી પ્રાંચપરથી તુટી પડવાથી, એક ૧૮) વર્ષનો દરીયામાં નાહતાં તથા બીજો ૧૧) વર્ષનો તળાવમાં નાહતાં ડુબી જવાથી, અને એક ૧૪) મહીનાનો છોકરો પોતાની બેહનના હાથમાં રમતાં દાદરપરથી પડી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૪૦) વર્ષની ઉપલાં હરમાંન ગલીમાં પડી ગયલાં ઘરમાં દબાઇને તથા બીજી ૨૪) વર્ષની ઘરની પડોસમાંના કુવામાંથી પાણી ભરતાં તેમાં પડી જઇ મરણ પામી હતી.

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૬૭ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેળવવાને અરજી કીધી હતી.

# ઈ० સ० ૧૮૬૭.

આએ વર્ષનાં "ટાઇમ્સ ઑફ ઇંડીઆ" નાં કાલેન-ડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**ઇનસુરનસ કુંપનીઓ—**

ધી બોમ્બે સાઉથ શીઆઇટીના ડાએરેકટરોમાં હાન-રેબલ ફરામજી નશરવાંનજી પટેલ.

આલબરટ ઇનસ્યુરનસ કુંપનીના ડાએરેકટરોમાં બર-જોરજી મનચેરજી વાડીઆ અને બહમનજી ફરામજી કામા-જીને બદલે એદલજી રૂસ્તમજી મોદી અને જાંગીરજી હોરમજજી ચીનાઇ.

1 The Times of India Calendar and Directory for 1867. Bombay: printed and published at the Times of India Office.

બોમ્બે નેટીવ મરીન ઇનશુરનશ કુંપનીના ડાએરેકટ-રોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડોશાભાઇ ફરાં-મજી કામાજી, પેશતનજી નવરોજજી પોંહચા, હોરમજજી બહમનજી વાડીઆ.

બોમ્બે ઓરીએનટલ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટ-રોમાં ભીમજી જમશેદજી બાટલીવાલાનું નામ વધારેછે.

બોમ્બે રાયલ ઇનશુરનશ કુંપનીના ડાએરેકટરોમાં બહમનજી જીજીભાઈ, પેશતનજી નવરોજજી પોંહચા, શોરાબજી ફરાંમરોજ ગ્રાંટના.

**બેંકો—**

બોમ્બે પ્રેસીડનસી બેંકના આડીટર તરીકે હોરમજજી જાંગીરજી દાદીશેઠ.

**જોઈંટ સ્ટાક કુંપનીઓ—**

આબખરટ પ્રેસ કુંપની ઑફ કરાંચીના ડાએરેકટરોમાં હોરમજજી પેશતનજી શેઠના.

અલેકજાંડરા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાંનજી માણેકજી શેઠનાને બદલે ખરશેદજી જાંગીરજી તારાચંદ.

એપોલો પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં હાનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ અને ખરશેદજી ફરદુનજી પારખને બદલે બેહરાંમજી જીજીભાઇ અને પેશતનજી હોરમજજી સંતોક.

એશીઆટીક ટરેડીંગ કુંપનીના ડાએરેકટરોમાં મેહરવાંનજી નશરવાંનજી પટેલ.

કોલાબા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં બેહરાંમજી જીજીભાઈનું નામ વધારે તથા કાવશજી જાંગીરજી રેડીમનીને બદલે હીરજી જાંગીરજી રેડીમની.

ફરામ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખરશેદજી ફરદુનજી પારખને બદલે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ.

ફોરટ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં મનચેરજી નવરોજજી બનાજીને બદલે શાપુરજી જીવાજી વાછા.

ગોવા કાફી કુંપનીના ડાએરેકટરોમાં હોમજી ખરશેદજી દાદીશેઠને બદલે રતનજી બહમનજી કુબાશ.

બોમ્બે હાઉસ એંડ લેંડ ઇનવેસ્ટમેંટ કુંપનીના ડાએરેકટરોમાં નવરોજજી રૂસ્તમજી મોટાભાઇને બદલે દોરાબજી ફરાંમજી પાંડે.

ઇમ્પીરીઅલ કૉટન પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં નશરવાંનજી મનચેરજી વાડીઆ, બરજોરજી મનચેરજી વાડીઆ. શેક્રેટરીઓ, મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ.

સુરતની જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાંનજી કામાજી અને પેશતનજી બેહરાંમજી એંટીનાં નામ વધારેછે. શેક્રેટરી, જમશેદજી ડાશાભાઈ કુડવાલા.

માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ, અને નશરવાંનજી માણેકજી પીટીટ. એજંટો, મેહરવાંનજી ફરાંમજી (પાંડે)ની કુંપની. શેક્રેટરી, રતનજી રૂસ્તમજી ર. વાડીઆ.

ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં દોરાબજી ફરાંમજી પાંડે, રૂસ્તમજી બરજોરજી મોદી, પેશતનજી હોરમજજી સંતોક, અને ધનજીભાઈ મેહરવાંનજી જીજીભાઇનાં નામ વધારેછે. મીલ માનેજર, શોરાબજી બેહરાંમજી કારડમાસ્ટર.

રાએન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી તરીકે અરદેશર ફરાંમજી મુસની જગોએ નશરવાંનજી અરદેશર વાડીઆની કુંપની.

યુનેટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં કાવશજી માણેકજી લીમજીને બદલે બેહરાંમજી જીજીભાઇ.

યુનેટેડ વિકટોરીઆ એંડ કોલાબા રેકલેમેશન એંડ પીઅર કુંપનીના ડાએરેકટરોમાં હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ અને દીનશાહજી માણેકજી પીટીટ.

**ફડચામાં ગએલી કુંપનીઓ—**

બેંક ઑફ અમદાવાદ—લીકવીડેટર, ખરશેદજી બેહરાંમજી નાણાંવટી.

બેંક ઑફ ઇંડીઆ—લીકવીડેટર, ડાકટર બેહરાંમજી નવરોજજી.

બાંધીઆ ફીનાનશીયલ આશોશીએશન—લીકવીડેટર, એદલજી નશરવાંનજી ઇસ્પેહાનવાલા.

બોમ્બે સીટી બેંક—લીકવીડેટરો, જાંગીરજી રૂસ્તમજી મોદી, હોરમજજી પેશતનજી ફરાંમજી, અરદેશર એદલજી ચીનાઈ.

બોમ્બે કમીશન એજંનસી એંડ બેંકીંગ કારપોરેશન—લીકવીડેટર, તેહમુલજી પેશતનજી શેઠના.

કમરશીયલ ફીનાનસ એંડ સ્ટાક એક્ષચેંજ કારપોરેશન—લીકવીડેટર, ખરશેદજી હોરમજજી ચીનાઇ.

ઇસ્ટ ઇંડીઆ બેંક—લીકવીડેટર, બેહરાંમજી ખરશેદજી ગાંધી.

ગ્રાંડ ફીનાનસ કુંપની—લીકવીડેટર, પેશતનજી દાદાભાઇ વાડીઆ.

ઇમ્પીરીઅલ બેંકીંગ એંડ ટરેડીંગ કુંપની—લીકવીડેટર, જાંગીરજી રૂસ્તમજી મોદી.

મોફ્યુસીલ ફીનાનશીયલ આશોશીએશન—લીકવીડેટર, રૂસ્તમજી બરજોરજી મોદી.

રાયલ ફીનાનશીયલ કારપોરેશન—લીકવીડેટર, નાનાભાઇ શોરાબજી દાવર.

વેસ્ટરન ઇંડીઆ ફીનાનસ એંડ એક્ષચેંજ કારપોરેશન—લીકવીડેટરો, મેહરવાંનજી ફરાંમજી દાદીબરજોરના, મનચેરજી કાવશજી લંગડાના.

બોમ્બે આઇલ વરકસ કુંપની—લીકવીડેટર, અરદેશર ફરાંમજી મુસ.

ડકન કૉટન કલીનીંગ કુંપની—લીકવીડેટરો, એદલજી નશરવાંનજી શેઠના, જાંગીરજી હોરમજજી મોદી.

ઇસ્ટરન ઇનશુરનસ કુંપની—લીકવીડેટર, હીરજી જાંગીરજી રેડીમની.

કાઠીઆવાડ ટરેડીંગ કુંપની—લીકવીડેટર, ફરદુનજી કાવશજી.

વિકટોરીઆ પેટનટ ચીક કુંપની—લીકવીડેટરો, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડાશાભાઇ ફરાંમજી કામાજી, નશરવાંનજી અરદેશર વાડીઆ, મેહરવાંનજી બહમનજી ઇજનેર.

**પારસી વેપારી પેઢીઓમાં વધારે—**

ખરશેદજી અને જાંગીરજી હોરમજજી ચીનાઇ.

\ ખરશેદજી હોરમજજી ચીનાઇ.

જાંગીરજી હોરમજજી ચીનાઇ.

એચ. બી. ટુચની કુંપની.

હોરમજજી બહમનજી વાડીઆ.

નશરવાંનજી રતનજીની કુંપનીના ભાગયાઓમાં હોરમજજી નવરોજજી સકલાતવાલાનું નામ વધારેછે.

**યુરોપીઅન પેઢીના પારસી દલાલો—**

એડવરડ બેટસ એંડ કુંપની—જમશેદજી ખરશેદજી (બાટલીબોઇ) ની કુંપની.

બલેકવેલ એંડ કુંપની—માણેકજી ખરશેદજી (દાદી બરજોર) ની કુંપની.

ખુરસ્ટાલ રસલ એંડ કુંપની—ખરશેદજી મેહરવાંનજી (નાદરશાહ) ની કુંપની.

ડબલ્યુ. એંડ એ. ગ્રાહમ એંડ કુંપની—વરજીવનદાસ માધવદાસ (તથા શોરાબજી શાપુરજી બંગાલી) ની કુંપની.

એ. સી. ગમપરટ—ફરામજી અરદેશર દાવર.

હચીનસન હોડસ એંડ કુંપની—મુસજી નશરવાંનજી (રતનજી તાતા) ની કુંપની.

એકરોયડ જાકસન એંડ કુંપની—મનચેરજી (મેહરવાંનજી ભાવનગરી) પ્રભાશંકર (ગવરીશંકર) ની કુંપની.

જી. એસ. કીંગ એંડ કુંપની—મેહરાંમજી જીજીભાઈ.

થામસન મેકની એંડ કુંપની—હોરમજજી ધનજીભાઈ ધીસતા.

રેની સ્કોવલ એંડ કુંપની—દીનશાહજી માણેકજી પીટીટ.

સ્ટેનહાઉસ એંડ કુંપની—લીમજી જમશેદજી બાટલીબોઇ.

જે. ડબલ્યુ. રાઇટ એંડ કુંપની—નશરવાંનજી માણેકજી પીટીટ.

---

તા૦ ૧ લી જાનેવારી.

શેઠ ડાશાભાઇ એદલજી નાળીએરવાલાએ "ધી ડેલી એક્ષપોરટ એંડ કમરશીયલ રીપોરટર" નામનું દરરોજની નીકાસ અને વ્યાપારને લગતી ખબરોનું ઇંગ્રેજીમાં દર રોજનું એક પત્રક પ્રગટ કરવા માડયું હતું.[1]

---

તા૦ ૩ જી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલો" તરીકે નામદાર સરકારે શેઠ ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. ને ચુંટી કાહડયા હતા.[2]

---

તા૦ ૪ થી જાનેવારી.

મુંબઇનાં મ્યુનીસીપાલ ખાતાં તરફથી નીચલા પારસી તબીબોને જુદા જુદા લટાઓના જન્મ અને મરણ નોંધવા માટેના રેજીસ્ટ્રારો નેમવામાં આવ્યા હતા:—[3]

ડાકટર રૂસતમજી જમશેદજી નાદરશાહને કોલાબાના.

ડાકટર મેહરાંમજી નવરોજજી ગંદેવીઆ અથવા દારાબ શેઠનાને કોટ અને મેદાનના.

ડાકટર રૂસતમજી મેહરવાંનજી દાદીનાને મારકેટના.

ડાકટર બરજોરજી ફરામજી લાલીને માંડવીના.

ડાકટર કેખશરૂ રૂસતમજી વીકાજીને ધોબીતલાવ અને ભુલેશરના.

ડાકટર રૂસતમજી નશરવાંનજી બોરીને પરેલ અને શીવરીના.

ડાકટર નશરવાંનજી જાંગીરજી લાંમને સીમ, માહીમ, અને વરલીના.

---

તા૦ ૮ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીની છઠાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર સર બારટલ ફ્રીઅર બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનંદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—

**માસટર ઑફ આરટસ** (એમ. એ.) ની સનદ—જમશેદજી જીવણજી ગજધર.

**બેચલર ઑફ આરટસ** (બી. એ.) ની સનદ—હોરમજજી પેશતનજી બેનેટ, કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી, દોરાબજી એદલજી ગીમી, દાદાભાઈ શોરાબજી પટેલ, રૂસતમજી મેહરવાંનજી પટેલ.

---

૧ એ પત્રક ઈ૦ સ૦ ૧૮૭૨ સુધી પ્રગટ થતું ચાલુ રહયું હતું. એની આગમજ ઈ૦ સ૦ ૧૮૬૦ માં શેઠ નશરવાંનજી ગુસતાદજી રીપોરટરે "ધી ડેલી કમરશીયલ રીપોરટ" નામનું રૂ, બીઆં, વગેરેની દરરોજની ખરીદીનું એક પત્રક શીલા છાપા ઉપર પ્રગટ કરવા માડયું હતું, અને જે ઈ૦ સ૦ ૧૮૬૪ થી ટાઇપમાં નીકળવા લાગું હતું. એ પત્રક શેઠ નશરવાંનજીએ ઈ૦ સ૦ ૧૮૮૬ માં પોતાના મરણ સુધી ચલાવ્યા બાદ હાલ તેમના વારસ શેઠ ગુસતાદજી નશરવાંનજી રીપોરટર તે ચલાવેછે. એની પછી તા૦ ૧ લી જુલાઇ ૧૮૬૮ થી શેઠ મેહરવાંનજી નવરોજજી દાજુએ "ધી ડેલી કમરશીયલ સેલસ રીપોરટ" નામનું દરરોજના વ્યાપારનાં વેચાંણનું એક પત્રક કાહડવા માડયું હતું, જે હજુસુધી ચાલુછે. વળી તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૦ થી એમના ભાઇ શેઠ નાનાભાઇ નવરોજજી દાજુએ "ધી ડેલી મરચંટસ કમપાનયન" નામનું એક પત્રક કાહડવા માડયું હતું, જે ઈ૦ સ૦ ૧૮૮૬ માં તેમનાં મરણથી બંધ પડયું હતું.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩ જી જાનેવારી ૧૮૬૭.

૩ જામે જમશેદ, તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૭.

આ વેળાએ આવતાં યુનીવરસીટી પ્રાઇઝોમાં "હોમજી બરજોરજી પ્રાઇઝ" મધેથી રૂ૫૦) નું ઇનામ માણેકજી નશરવાંનજી નાણાંવટીને સૂર્ય મંડલ વિષે ઇંગ્રેજીમાં એક મઝીઅમ કવિતા જોડવા માટે આપ્યું હતું.[1]

તા૦ ૯ મી જાનેવારી.

કરાંચી મધે શેઠ હોરમજજી શોરાબજી કોથારીએ સર્વ વરણના ગરીબ ભીખારીઓને આ કકરતી ઠંડીની મોસમમાં ઓઢવાને એકેકો બનાતનો મોટો કટકો ભેટ આપ્યો હતો.[2]

તા૦ ૧૦ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીના નવા "ફૅલો" તરીકે નામદાર સરકારે હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલને ચુંટી કાઢ્યા હતા.[3]

તા૦ ૧૩ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૪ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ખરશેદબાઈ તે મરહુમ શેઠ દોરાબજી ભીમજી ઉમરીગરનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ જાલભાઇ દોરાબજી ઉમરીગરે રૂ૧૦૫૦) તથા દીકરી બાઈ કુવરબાઇ તે શેઠ બાપુજી એદલજી અમરોલીવાલાનાં ધણીઆણીએ રૂ૧૦૦) મળી રૂ૧૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૪ મી જાનેવારી.

દફતર આશકારા છાપાખાંનાંના માલેકોએ "તંનદરોસ્તી" નામનું દર મહીને પ્રગટ થતું એક ગુજરાતી ચોપાંનયું પરવરતાવવા માંડ્યું હતું. એ ચોપાંનયાંમાં તંનદરોસ્તી વધારવાની બાબદો તથા વૈદકશાસ્ત્રને લગતી સુચનાંઓ તથા તેને લગતી અગત્યની બીનાંઓ આપવામાં આવતી હતી.[5]

તા૦ ૧૫ મી જાનેવારી.

રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ દીનબાઇ તે શેઠ પેશતનજી શુપ્બાજી પિનેટનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદ તથા એશીઓએ રૂ૮૨૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[6]

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબઈનાં મેદાંનમાં મ્યુનીસીપાલીટીને ખરચે તૈયાર થયલી નવી ક્રાફરડ મારકેટમાં આજ દીને ફુલફલાદીનું એક પ્રદર્શન મી૦ આરથર ક્રાફરડ તથા ડાક્ટર જયાર્જ બરડવુડની આગેવાંની હેઠલ ઉઘાડવામાં આવ્યું હતું. આ વેળાએ ફુલો તથા રોપાઓનો જે જથો દેખાડવામાં આવ્યો હતો, તેમાં શેઠ બેહરાંમજી જીજીભાઇ તરફથી ૬૫૦) જાતનાં, શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ તરફથી ૧૬૬) જાતનાં, અને શેઠ બેહરાંમજી હોરમજજી કામાજી તરફથી પણ ઘણીક જાતનાં ફુલોના નમુનાં મુકવામાં આવ્યા હતા. ફુલોના સંગ્રહનું સર્વથી ચઢતું રૂ૧૦૦) નું ઇનામ શેઠ બેહરાંમજી જીજીભાઇને મલ્યું હતું. ફરૂત તથા તરકારીમાં ખાંનબાહદુર પદમજી પેશતનજીએ પુણેથી મોકલેલો જથો, તથા શેઠો મેહરીઆરજી બહમનજી અને અરદેશર મેહરવાંનજી તથા દોરાબજી પેશતનજી મેવાવાલાના મુકેલા નમુના ઘણા વખણાયા હતા, તથા છેલા ગ્રહસ્થને સર્વથી ચઢતું રૂ૨૦૦) નું ઇનામ મલ્યું હતું. તેમજ શેઠ બહમનજી જીજીભાઇએ મોકલેલા મંગ્રુલાની ફરૂત તથા કાઠીના નમુના પણ ઘણા વખણાયા હતા.[7]

---

1 ટાઇમસ ઓફ ઇંડીઆ, ૧૦ મી જાનેવારી ૧૮૬૭.

ઉપલા પદવી મેળવેલા પારસીઓ ઉપરાંત આણે વર્ષે યુનીવરસીટીની નાચલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—પેશતનજી એદલજી બાઇસ, જમશેદજી અરદેશર દલાલ, જમશેદજી ખરશેદજી દુબાશ, પીરોજશાહ દાદાભાઇ ભેદવાર.

**મેટરીકયુલેશન**ની પરીક્ષામાં—રૂસ્તમજી રતનજી ભરૂચા, નાનાભાઇ રતનજી બીલીમોરીઆ, શોરાબશાહ હોરમજજી દાંતરા, જહાંગીરજી એદલજી દાવર, અરદેશર મેહરબાન ઇરાંની, હોરમજજી પેશતનજી કાપડીઆ, બરજોરજી જમશેદજી કોઠલા, જમશેદજી ફરદુનજી ગાડન, અરદેશર મેહરવાંનજી ખરજબાંન, હોરમજજી મેહરવાંનજી મેહતા, દીનશાહજી શોરાબજી મોદી, કાવશજી એદલજી મોદી (સુરતના), નશરવાંનજી જમશેદજી મોદી, પેશતનજી એદલજી મોદી, અરદેશર શેહરીઆરજી રાવ, નશરવાંનજી જમશેદજી રતનાગર, હોરમજજી દોરાબજી શેઠના, હોરમજજી કુવરજી શેઠના, પેશતનજી દોરાબજી ખંડાલેવાલા.

ઉપલી મેટરીકયુલેશનની પરીક્ષામાં પસાર થયલાઓની ટીપ મધેના શેઠ અરદેશર મેહરબાન ઇરાંની અતરે આવેલા ઇરાંની જરથોસ્તીઓમાં પેહલવેહલા એ પરીક્ષા પસાર કરનાર છે. એઓના બાપ શેઠ મેહરબાન રૂસ્તમના આસરે રૂ૫૦૦૦) અતરે કોઇ વેપારીએ દાબી રાખ્યા હતા તે વસુલ કરવાને ઇ૦ સ૦ ૧૮૫૬ માં એઓના વડા ભાઇ શેઠ કેખશરૂ મેહરબાન ઇરાંની પેહલવેહલા મુંબઇ આવ્યા હતા, અને તે પછી બીજીવાર ૧૮૫૯ માં એઓને સાથે લઇ અતરે આવી વેપારી પેહડી ઉઘાડી હતી.

2 સીંધ સમાચાર, તા૦ ૯ મી જાનેવારી ૧૮૬૭.

3 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૬૭.

4 જામે જમશેદ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૬૭.

5 એ ચોપાંનયું બરાબર ૭ વર્ષ ઇપાને ઇ૦ સ૦ ૧૮૭૨ ની આખરી સુધી ચાલુ રહ્યું હતું, અને તેનાં પ્રથમ શરૂઆતથી તે ઇ૦ સ૦ ૧૮૭૧ ના આપરેલ માસ સુધી ડાક્ટર ખરશેદજી ફરાંમજી બોરી તથા ૧૮૭૧ ના મેથી તે ૧૮૭૨ ના ડીસેમબર સુધી ડાક્ટર બરજોરજી મેહરાંમજી (ભાવનગરવાલા) અધીપતી હતા, જેઓ બપોરે એ કામ મુફત બજાવ્યું હતું.

6 મુંબઇની પારસી પંચાયતનાં ફંડના સપ્તંત ૧૮૨૩ તથા ૧૮૨૪ ના હીસાબની ચોપડી.

7 ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૬૭

### તા૦ ૧૭ મી જાનેવારી.

અતરેના સરકારી લૉ કલાસમાંથી ધારાની કેળવણી બઈ સેંવટની પલીડરની પરીક્ષામાં પસાર થયલાઓમાં ૪ હિંદુ, ૧ મુસલમાંન, અને ૧ પારસી—શેઠ હોરમજજી શાપુરજી ચોથીઆ, હતા.[૧]

### તા૦ ૨૫ મી જાનેવારી.

શેઠ ફરાંમજી રસ્તમજી વીકાજીએ બોમ્બે યુનીવરસીટીને લગતાં હોમજી ખારશેદજી પ્રાઈઝને માટે લખેલી "અલેકજાંડરીઆ" નામની કવિતાનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[૨] એ ચોપાનયું સર અલેકજાંડર ગ્રાંટ, બારોનેટને અર્પણ કરવામાં આવ્યું હતું. શેઠ ફરાંમજીને ગયે શાલ એજ ઇનામ મલેલું હોવાથી યુનીવરસીટીના કાએદા પ્રમાણે આએ શાલ ઇનામ મલ્યું નહિં, તોપણ તેમની જોડલી એ કવિતાની ઘણી વખાંણ થઇ હતી.[૩]

### તા૦ ૨૭ મી જાનેવારી.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ "શેર ને સટાબાજી" નામનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૪]

### તા૦ ૨૯ મી જાનેવારી.

દમણ મધે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રૂ૮૭૦૦૦) ને ખરચે બંધાવેલી ઇંગ્રેજી સ્કુલ તથા લેકચર હાલ જેને પોરટુગલના હાલના પાદશાહનાં નામ ઉપરથી "ડાન લુઇ ધી પ્રીમીઅર હાલ" નું નામ આપવામાં આવ્યું હતું, તથા જેનો પાયો તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૬૪ ને

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૭ મી જાનેવારી ૧૮૬૭.

૨ "ALEXANDRIA. By FRAMJI R. VIKAJI.
Bombay: Education Society's Press. 1867."

૩ એ કવિતા બાબે અતરેની હાઇ કોરટના નામદાર જડજ સર જોસફ આરનોલડે નીચે મુજબ વિચાર જણાવ્યા હતા:—

Sir Joseph Arnould presents his compliments to Mr. Framji R. Vikaji, and begs to express the great pleasure he has derived from the perusal of the prize poem of "Alexandria"—a composition which reflects the highest credit on the taste, talent and cultivation of its author. High Court House, 27th January 1867.

૪ "શેરને સટાબાજી. ઇઆને સને ૧૮૬૩—૬૪ અને ૬૫ માં શેર અને સટાનાં તથા બીજાં દગા ભરેલાં લેણદેણોથી મુંબઇમાં થએલાં સતીઆનાસ વીશે એક પુતલાં અને એક પંડીત વચે થએલી વાતચીત. બનાવનાર તે મનચેરજી કાવસજી શાપુરજી લાં૦ મુંબઇ મધે એજુકેશન સોસાઇટીના પરેસમાં છપાઇલી છે. ઇ૦ સ૦ ૧૮૬૭ માસ જાનેવારી."

એ પુસ્તકમાં શેઠ મનચેરજીએ બતાવેલા "રેસ" વિષે તે વેળાએ અતરે તેમજ ચીન મધે કેટલીક ચર્ચા ઉઠી આઇ હતી.

દીને નાખવામાં આવ્યો હતો, તે મકાંન તૈયાર થવાથી તેને ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને સવારનાં ૧૦॥ કલાકે ત્યાંના નામદાર ગવરનર શીઓર આનટોન જોકીન ડી સીલવાએ મોટી ધામધુમ સાથે કીધી હતી. નામદાર ગવરનર પ્રમુખપરથાને બીરાજ્યા બાદ શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોરટુગીજ ભાષામાં એ મકાંન પોતાની મારફતે બંધાયું તેને લગતી વીગત તથા તે દમણની સરકારને સ્વાધીન કરવા માટેનો શેઠ રૂસતમજી તરફનો પત્ર વાંચી સંભલાવ્યો, જે બાદ નામદાર ગવરનરે એક સુભાખીત ભાષાણ કીધું, અને એ બનાવની ખુશાલીમાં કીલ્લા ઉપરથી ૨૧ ટોપો છોડી તથા હાજર રહેલાં લશ્કરે ત્રણવાર બંદુકના અવાજો ફોડી માન આપ્યું, તેમજ સર્વે મીજલસીઓએ ઉભા થાઈ પોરટુગલના નામદાર શાહનશાહની તથા મકાંનની આબાદાંની ચાહવા ત્રણવાર "વીવા" ના પોકારો કીધા. એ પછી દમણની મ્યુનીસીપાલ કમીટી તરફથી એક પત્ર વંચાયો જેમાં જણાવ્યું હતું કે દમણ આજ ત્રણ સદીથી વધારે મુદત થાઈ પોરટુગીજ-તાજના તાબામાં છે, પણ તેમાં હાલ સુધી કોઇબી પરદેશવાસીએ ઉદાર અને પરોપકારી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇના જેવું આવું ઉપયોગી ધર્મખાતું સ્થાપ્યું નથી માટે તેવણને આ તરફની પ્રજાનો ઉપકાર શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ મેહરબાંની કરી જાહેર કરવો. બાદ ડાકટર બરજોરજી મેહરાંમજી (ભાવનગરવાલા) એ કેળવણી વિષે ઇંગ્રેજીમાં એક ભાષાણ કીધું, તથા શેઠ દાદાભાઈ કાવશજી દમણવાલાએ ઉઠી પોરટુગીજ ભાષામાં ઉપલી સ્કુલના વિદ્યાર્થીઓને કેટલોક બોધ દીધો તથા ફતેહમંદ વિદ્યાર્થીઓને નામદાર ગવરનરને હાથે ઇનામો વેંહચી અપાવ્યાં. સેવટે મીઠાઈ તથા શરાબથી પોરટુગલના પાદશાહ, ઇંગલાડની માહરાંણી, દમણના ગવરનર, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, શેઠ માણેકજી કાવશજી દમણવાલા, અને હાજર થયલા મીજલસીઓની સલાંમતી લઇ આ દીલખુશ મેલાવડો બરખાસ્ત થાયો હતો.[૫]

### તા૦ ૩૧ મી જાનેવારી.

બંગાલના દુકાલનાં ફંડમાં મદદ કરવાને અતરેની અલેકજાંડરા નેટીવ ગરલસ સ્કુલની કમીટીની આગેવાંની હેઠલ એક ફાનસી બજાર કોટકોટ એ સ્કુલની સાંમેનાં મેદાનમાં એક તંબુ મારી ભરવામાં આવ્યું હતું, તે ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને નામદાર ગવરનરની બાનુ લેડી ફીઅર કીધી હતી. આ ફાનસી બજારમાં પાંચ જુદી જુદી મોટી ટેબલોપર સઘલો સામાંન ગોઠવ્યો હતો, અને તે વેચવા માટે બાઇઓ શીરીનબાઈ માણેકજી ખરશેદજી, બીખાઈજી ડોશાભાઈ ફરાંમજી કામાજી, માણેકબાઇ જાંગીરજી બરજોરજી વાછા, પીરોજબાઇ ડોશાભાઇ રતનજી કોહલા, ગુલબાઈ

૫ જામે જમશેદ, તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૬૭.

મનચેરજી મેહેરાંમજી કોહજા, અને કુવરબાઈ અરદેશર ખરશેદજી કામાજી ઉભાં હતાં, તથા તેમને બીજી કેટલીક બાઇઓ મદદ કરતી હતી.[1] આ દેખાવ પારસીઓમાં પેહલવેહલો હોવાથી ઘણી અજાયબી ફેલાઇ હતી.

---

તા૦ ૧ લી ફેબરવારી.

મુંબઇ મધે થોડાક દીવસ થયા વાહણ પરના સેલરો તથા બીજા રખડતા યુરોપ્યનો છુરી તથા બીજાં જીવલેન હથીયારો સાથે ફરતા હોવાથી તથા તેનો ઘણી છુટથી અને બાજે વેળા નજીવે બાહાને ઉપયોગ કરવાથી લોકો વચ્ચે ઘણો ગભરાટ ફેલાયો હતો. આ ઉપરથી મુંબઇ સમાચાર પત્રના રીપોરટર શેઠ નાનાભાઇ નવરોજજી દાબુએ અતરેના પોલીસ શુપરીટેંડટ મેજર એનડરસનની મોલાકાત લઇ તેનો પોલીસ તરફથી અટકાવ કરવાની કેટલીક સુચનાઓ કીધી હતી. આ સુચનાઓ માટે શેઠ નાનાભાઇનો ઉપકાર માની મેજર આનડરસને અતરેનાં બારાંમાં પડેલાં વાહણોના કપટાંનો ઉપર સરકયુલર કાઢયું કે તેઓએ પોતાના વાહણોના સેલરોને છુરી અથવા એવાંજ બીજાં કોઇ હથીઆર જોડે કીનારે ઉતરવા દેવા નહિ, તથા પોલીસના અમલદારોને હોકમ કીધો કે કોઇબી રખડતા ધણી પાસ છુરી જેવું અથવા બાજું કાંઇ હથીઆર જોય તો તે જપત કરી લીએ.[2]

---

તા૦ ૧૧ મી ફેબરવારી.

મુંબઇનો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર પોતાનો ઓહદો છોડી ઇંગલાંડ જતો હોવાથી તે નામદારે આ દેશમાં બજાવેલી કીમતી નોકરીઓ માટે તેનું આહેશાન માનવા તથા તેની અતરે કાંઇ યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૧૬ મી જાનેવારીએ શેરીફ શેઠ વીનાયકરાવ વાશુદેવ ઉપર ૬૧ ઇંગ્રેજ, ૧૨ હિંદુ, ૩ યાહુદી, ૨ પોરટુગીજ, અને ૧૩ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, અરદેસર હોરમજજી વાડીઆ, મેહેરાંમજી જીજીભાઈ, માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી રુસતમજી કામાજી, બેહમનજી જીજીભાઇ, નાનાભાઇ મેહેરાંમજી જીજીભાઇ, મનચેરજી હોરમજજી કામાજી, ખાંનબાહાદુર પદમજી પેશતનજી, ડોશાભાઈ ફરામજી કરાકા, જાંગીરજી ગુસતાદજી, મનચેરજી નવરોજજી બનાજી) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂએ આજ દીને ટાઉન હાલમાં એક જાહેર સભા હાનરેબલ એ. જે. હંટરનાં પ્રમુખપણાં હેઠળ મલી હતી.[1] આ વેળા એ નામદારને એક માનપત્ર આપવા તથા તેનું બાહાવલું બનાવી મંગાવી અતરેના ટાઉન હાલમાં મુકવાના, ઠેડાવો થયા હતા, તથા તે માટે ઉઘરાંણું વગેરેની ગોઠવણો કરવાને ૨૪ ઇંગ્રેજ, ૧૦ હિંદુ, ૨ મુસલમાંન, ૩ યાહુદી અને ૯ પારસી (સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, શેઠો મેહેરાંમજી જીજીભાઈ, કાવશજી જાંગીરજી રેડીમની, અરદેસર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મનચેરજી ફરાંમજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ) ગ્રહસ્થોની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[3]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૬૭.

એ ફાનસી બજારથી થયલી ઉપજના રૂ૨૦૫૬) દુકાલનાં ફંડમાં આપવામાં આવ્યા હતા.

૨ મુંબઇ સમાચાર, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૬૭.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

ઉપલું મુંબઇના રેહવાસીઓ તરફનું માનપત્ર નામદાર સર બારટલ ફ્રીઅરને તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૬૭ ને દીને પરેલના સરકારી મેહલમાં કમીટીના ગ્રહસ્થોએ લઇ જઇ આપ્યું હતું. એ નામદાર તા૦ ૬ ઠી મારચ ૧૮૬૭ ને દીને અતરેથી વદાય થયો હતો. ઉપમાં એ નામદારના બાહાવલાંનાં ફંડમાં રૂ૧૭૧૩૦) ભરાયા હતા, જે મધે ઇંગ્રેજોના રૂ૮૪૪૦), દેશી રજવાડાઓના રૂ૨૦૦૦), હિંદુઓના રૂ૨૩૯૫), મુસલમાનોના રૂ૭૦), યાહુદીઓના રૂ૨૪૫૦), પોરટુગીજોના રૂ૫૦), અને પારસીઓના રૂ૧૭૬૫) નીચે મુજબ હતા :—

(રૂ૫૦૦) હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, કાવશજી જાંગીરજી રેડીમની (રૂ૨૫૦) અરદેસર હોરમજજી વાડીઆ (રૂ૧૦૦) ડોશાભાઇ ફરાંમજી કરાકા, શોરાબજી ફરાંમજી પટેલ, મેહેરાંમજી જીજીભાઇ (રૂ૫૦) ખરશેદજી રુસતમજી કામાજી, શોરાબજી જાંગીરજી તાલેયારખાં, દાદી માણેકજી લીમજી (રૂ૨૫) ડોશાભાઇ શોરાબજી મુનશી (રૂ૨૦) અરદેશર ડોશાભાઇ મુનશી, એદલજી નશરવાંનજી કોલાબેવાલા.

સર બારટલ ફ્રીઅરનું એ બાહાવલું લંડનથી બનાવી મંગાવી અતરેના સર કાવશજી જાંહગીર યુનીવરસીટી હાલમાં મુકવામાં આવ્યું છે.

સુરત મધે પણ એ નામદારને માનપત્ર આપવાનો ઠેડાવ કરવાને તા૦ ૧૪ મી ફેબરવારીએ એક સભા મલી હતી. તે વેળાએ એક માનપત્ર મુંબઇ મોકલી આપવા તથા ત્યાંની નિશાલોની છોકરીઓને એ નામદારને નામનું એક પ્રાઇજ આપવા માટે ઉઘરાંણું કરવાનો ઠેડાવ થયો હતો, તથા તે માટે ૩ હિંદુ અને ૨ પારસી (ડાકટર ડોશાભાઇ પેશતનજી અને શેઠ દીનશાહ અરદેસર તાલેયારખાંન) ની એક કમીટી નેમવામાં આવી હતી. એ ફંડમાં બધા મલી રૂ૧૦૯૨) ભરાયા હતા, જે મધેથી રૂ૨૯૦) મુસલમાંનોના, રૂ૧૪૦) હિંદુઓના, અને રૂ૬૬૨) નીચે મુજબ પારસીઓના હતા :—

(રૂ૨૫૦) બરજોરજી મેહરવાંનજી ફરેજર (રૂ૫૧) દાદાભાઇ માણેકજી વખારીઆ, રતનશાહ પેશતનજી વકીલ (રૂ૫૦) કાવશજી બરજોરજી એંદી, ભીખુભાઇ માણેકજી પ્રીનસીપાલ સદર અમીનના (રૂ૨૫) પેશતનજી મેહેરાંમજી એંદી,

### તા૦ ૧૧ મી ફેબરવારી.
### રોજ ૨૨ માહ ૫ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ મીઠીબાઈ તે મરહુમ શેઠ મેહરવાંનજી જીજીભાઇનાં વીધવા અને મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા છોકરાંઓએ રૂ૮૦૦), માતાજી બાઇ શુનાંબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલની વીધવાએ રૂ૩૦૦), દીકરી બાઇ દીનબાઇ તથા તેમના ખાવંદ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦), દીકરી બાઈ આવાંબાઇ તથા તેમના ખાવંદ શેઠ કાવશજી દીનશાહજી પીટીટે રૂ૫૦૦), વહુઓ બાઇ હીરાંબાઈ તે શેઠ ધનજીભાઈ મેહરવાંનજી જીજીભાઇનાં ધણીઆંની અને બાઇ નવાજબાઇ તે શેઠ પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇનાં ધણીઆંનીએ રૂ૩૫૦), તથા ભાઇના દીકરાઓ શેઠો માણેકજી અને દોરાબજી ખરશેદજી પટેલ અને તેમનાં કુટુંબે રૂ૩૭૫) મળી રૂ૩૩૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

### તા૦ ૧૧ મી ફેબરવારી.
### રોજ ૨૨ માહ ૬ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ જાંગીરજી શાપુરજી લાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમનાં બેશીઓએ રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

### તા૦ ૧૫ મી ફેબરવારી.

બરલીનવાલા પ્રોફેસર એ. વુલરસે ફારસી અને અસલી ઇરાંની તેમજ સંસક્રૃત અને બીજી ભાષાઓનાં શબ્દોનાં મુળ તથા પ્રકૃતિ તેમજ ફારસી અને લાટીન ભાષાનો એક કોશ રચી પ્રગટ કીધો હતો.[3]

### તા૦ ૧૭ મી ફેબરવારી.
### રોજ ૨૮ માહ ૬ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી માણેકજી લાંમના—ઉમર વર્ષ ૬૬) શેઠ માણેકજી જીજીભાઈ લાંમના નાહલા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૫ થી અતરે ઘોડાનો વ્યાપાર તથા દલાલી કરતા હતા, અને સર્વે ઇંગ્રેજો તથા દેશીઓમાં એક નામીચા ઘોડા દલાલ તરીકે વખણાયલા હતા. ઈ૦ સ૦ ૧૮૬૩ માં પોતાના દીકરા શેઠ નવરોજજી નશરવાંનજી લાંમનાં મરણથી એઓએ નીરાશ થાઇ એકાંત જીંદગી ગુજારી હતી.

### તા૦ ૧૯ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી લાંમનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦) તથા બેશીઓએ રૂ૫૦૦) મળી રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

### તા૦ ૨૦ મી ફેબરવારી.
### રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ નવરોજજી જાંગીરજી જશાંવાલાનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ જાંગીરજી ફરાંમજી જશાંવાલાએ રૂ૧૦૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

### તા૦ ૨૦ મી ફેબરવારી.

સુરત મધે મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં શેહનશાહી આતશબેહરાંમના બાએ દેનાર બેહદીનોએ આગેવાંની કરી આતશબેહરાંમમાં અંજુમનને નામે દરરોજ ઇજશની, બાજ આફરંગાન, તથા બારે માસનાં જશન, ચાહંબાર વગેરે સવાબનાં કામો કરવાને થકી એક ફંડ આજ દીનથી "મોદી દાદાભાઇ નશરવાંનજીનાં શેહનશાહી આતશબેહરાંમ સાહેબનાં ચાહંબાર વીગરે ધરમનાં કામનું ફંડ" એવાં નામથી ઉભું કીધું હતું. એ ફંડના ખજાનચીઓ તરીકે પ્રથમમાં શેઠ મનચેરજી દાદાભાઇ જોશી તથા એ૦ ફરદુનજી માણેકજી ફરેદુન બહમનનાને ઠેડ્યા હતા, તથા ધર્મનાં કામોની તપાસ તથા ખરચ વગેરેનો બંદોબસ્ત રાખવા સારૂં દસ્તુર રૂસતમજી જમશેદજી, દસ્તુર નશરવાંનજી કેખશરૂ, અને શેઠ મનચેરજી દાદાભાઈ જોશીને નેમ્યા હતા.[6]

જમશેદજી કાવશજી એંટી, કૈખશરૂ મનચેરજી હીરામાણેકના. (રૂ૧૭૫) રૂ૨૫) ની અંદરની રકમ.

પુણાં મધે પણ એ નામદારને એક માનપત્ર આપવા તથા તેની યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને તા૦ ૮ મી નવેમબર ૧૮૬૬ ને દીને ખાંનબાહદુર પદમજી પેશતનજીનાં પ્રમુખપણા હેઠલ એક સભા મળી હતી, જે વેળાએ એ કારણસર એક કમીટી નેમી તેના શેક્રેટરી તરીકે શેઠ નવરોજજી પદમજી પેશતનજીને નેમ્યા હતા. એ માનપત્ર તા૦ ૪ થી ફેબરવારી ૧૮૬૭ ને દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક દબદબાવાલી મીજલશ મેળવી ખાંનબાહદુર પદમજીએ વાંચી સંભલાવ્યું હતું, તથા એ નામદારની એક મોટાં કદની તસવીર ચીતરાવી ત્યાંના કૌનસીલ હાલમાં મુકવામાં આવી હતી.

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૭.

૩ "Verborum Linguae Persicae Radices, e dialectis antiquioribus Persicis et lingua Sanscrita et aliis linguis maxime cognatis erutae atque illustratae. Supplementum Lexici sui Persico-Latini. scripsit Joannes Augustus Vullers. Bonnae ad Rhenum. 1867."

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૭.

૫ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૭.

૬ એ ફંડ મધે ઈ૦ સ૦ ૧૮૭૦ ની શરૂઆત સુધીમાં રૂ૧૩૦૦) સુરતના જરથોસ્તીઓએ સરઅવસરે ભર્યા હતા, તથા શેઠ મનચેરજી દાદાભાઇ જોશીએ રૂ૨૦૦૦) ની રકમ ભેટ આપી હતી તે મળી રૂ૩૩૦૦) થયા તે મુંબઇ મધે શેઠો હોરમજજી બહમનજી વાડીઆ, જમશેદજી બહમનજી વાડીઆ, અને બહમનજી મનચેરજી ધનજીમેહતાને તરસ્ટીઓ નેમી તેમનાં નામપર કીધા હતા, તથા બીજું જેથી

### તા૦ ૨૧ મી ફેબરવારી.

શેઠ માણેકજી કાવશજી એંટીને પંચમાહલના આકટીંગ ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર તથા તેમની જગાપર શેઠ શોરાબજી જાંગીરજી તાલેયારખાંનને ઉત્તર વિભાગના કામચલાઉ સબ આસીસ્ટંટ સેટલમેંટ આફીસર તરીકે સરકારે નેમ્યા હતા.[૧]

### તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ ધનજીભાઇ રૂસ્તમજી લાલીએ "સુબ્હે માહામેર" ઇયાને જમશીદ બીન પરવીઝનું દાસ્તાંન નામની એક વારતાની ચોપડી અંગ્રેજીમાંથી ગુજરાતીમાં રચી પ્રગટ કીધી હતી.[૨]

### તા૦ ૧ લી મારચ.

શેઠ માણેકજી ખરશેદજી સરાફે પોતાના બાવા મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફની યાદગારી માટે, લંડનની કોલબ્રુકડેલ કુંપનીએ અમેરીકાના ચીલી શેહરની સરકારને માટે બનાવેલો ૫૦૦૦) પૌંડની કીમતનો એક સુંદર ફુવારો, કે જેને ઈ૦ સ૦ ૧૮૬૨ નાં લંડનનાં મોટાં પ્રદર્શનમાં લોકોનું ઘણું ધ્યાન ખેંચી ઇનામ પણ મેળવ્યું હતું, તેનો બ્રોન્ઝ ધાતુમાં આબેહુબ ઘાટ ઉતરાવી, તેને મથાલે મરહુમ શેઠ ખરશેદજીનું જામા પીછોડીના પોશાગ સાથનું આખાં કદનું એજ ધાતુનું એક બાહવલું,[૩] કે જે સંધાં પર એમને રૂ૨૦૦૦૦) નો ખરચ થયો હતો તે મુંબઈ મધે મંગાવી ભાંએખલા, નાગપાડા, બેલાસીસ, અને ડંકન રોડ પર જવાના ચારી રસ્તાઓની વચ્ચોવચના સંગમે એમની પોતાને હસ્તકની ખાલી જમીન[૪] પર બંધાવી, આતરેની મ્યુનીસી-

---

નાખું એ ફંડમાં ભરાય તે એ તરસ્ટીઓને સ્વાધીન કરી તેની સરકારી નોટ લેવાને ઠેરવ્યું હતું. જેઓ તેનું ફકત વ્યાજ સુરત મધે ખજાંનચીઓપર મોકલે. ઉપલા સુરતના માનેજરો મધેથી શેઠ મનચેરજી દાદાભાઇ જોશી મરણ પામવાથી તેમની જગોપર શેઠ આદરજી મનચેરજી જોશી નેમાયા હતા. તથા મુંબઇના તરસ્ટીઓ મધેથી શેઠો હોરમજજી બહમનજી વાડીઆ તથા બહમનજી મનચેરજી ધનજીમેહતાના મરણ પામવાથી તેમની જગોપર શેઠો પેશતનજી હોરમજજી વાડીઆ તથા માણેકજી બહમનજી ધનજીમેહતાનાને નેમ્યા હતા.

એ ફંડ મધે નીચલા અશખાસો તથા બાનુઓએ અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાં છે:—

(૧) બાઇ પીરોજબાઇ તે શેઠ હોરમજજી દારાશાહજી ખાંનસાહેબનાં બેટીએ તા૦ ૧૧ મી જુન ૧૮૮૫ ને દીને રૂ૨૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર વર્ષના છઠ્ઠે માહબાર પર એકકો દીવસ તેમનાં નામથી ક્રિઆ કામ કરાવી બોઇ દેનારા મોબેદોને જમાડવા. (૨) એજ મુજબ બાઇ હીરાંબાઇ તે શેઠ પેશતનજી ધનજીભાઇ રાજકોટવાલાનાં વીધવાએ તા૦ ૯ મી સપટેમબર ૧૮૯૦ ને દીને રૂ૪૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી દર શાલ દેહ મહીનાના ચોથા માહબારને દીને તેમનાં નામથી ક્રિઆકામ કરાવી બોઇ દેનારા મોબેદોને જમાડવા. (૩) વળી શેઠ એદલજી બરજોરજી વાડીઆએ ઓદેપોર (મેવાડ) થી તા૦ ૭ મી ફેબરવારી ૧૮૯૧ ને દીને રૂ૧૦૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનાં વ્યાજમાંથી એ ફંડની ક્રિઆઓમાં સુખડ લોબાંન અપાવવાના ખરચમાં વાપડવાને. (૪) શેઠ રતનજી રૂસ્તમજી લાકડાંવાલાએ તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૨ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ રૂસ્તમજી હોરમજજી લાકડાંવાલાની પુંજી મધેથી રૂ૫૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ એ ફંડના આમ ક્રિઆકામના ખરચમાં વાપડવાને. (૫) બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ રતનજી રૂસ્તમજી સુખીઆનાં વીધવા તથા મરહુમ શેઠ મનચેરજી દાદાભાઇ જોશીનાં બેટી તથા શેઠ શાપુરજી રૂસ્તમજી સુખીઆએ તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૨ ને દીને પોતાના ખાવંદ તથા ભાઇ મરહુમ શેઠ રતનજી રૂસ્તમજી સુખીઆની પુંજી મધેથી રૂ૩૦૦૦) ની રકમ તેનું વ્યાજ એ ફંડના આમ ક્રિઆકામના ખરચમાં વાપડવાને. (૬) શેઠો રૂસ્તમજી પુંજીઆજી દલાલ તથા આદરજી મનચેરજી જોશીએ તા૦ ૩૦ મી મેએ ૧૮૯૩ ને દીને મરહુમ આ૦ તેહમુલજી માણેકજી લેહેરાની પુંજી મધેથી રૂ૬૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ એ ફંડના આમ ક્રિઆકામના ખરચમાં વાપડવાને.

શેઠ નશરવાંનજી અસપંદીઆરજી પોંકણખાંનાંવાલા એ ફંડનાં સવાબનાં કામોમાં વાપડવા સારૂં શરૂઆતથી તે ઈ૦ સ૦ ૧૮૮૪ સુધી દર શાલ સુખડ મન ૪।। તથા લોબાંન શેર ૭।। મુંબઇથી પોતાને ખરચે મોકલ્યા કરતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૯૦ સુધી શેઠ એદલજી બરજોરજી વાડીઆએ પોતાને ખરચે તે પુરૂં પાડયું હતું.

એ ફંડની પુંજી સાચવવા માટેનું કાએદાસરનું એક તરસ્ટડીડ હાઇ કોરટના વકીલ શેઠ ફરામજી રૂસ્તમજી વાડીઆની મારફતે તા૦ ૧ લી અક્ટોબર ૧૮૯૦ ને દીને કરાવ્યામાં આવ્યું હતું. એ ફંડની પુંજી તેના છેલા સને ૧૨૬૨ યજદજરદી સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૨૧૮૭૫-૧૩-૨ ની હતી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૧ મી ફેબરવારી ૧૮૬૭.

૨ "સુબ્હે માહમેર, યાને જમશીદ બીન પીરવીઝની દાસ્તાન. [એક અંગ્રેજી કેતાબની મદદથી] બનાવનાર, ધનજીભાઇ રૂસ્તમજી લાલી. વાલમ પેહલું. મુંબઈ: ગણપત કૃષ્ણાજી પ્રેસ. ૧૮૬૭."

૩ એ બાહવલાંમાં શેઠ ખરશેદજીને જામા પીછોડીનો પોશાગ તથા માંથે શેઆલ ફેરાડેલીછે. તેમના જમના હાથમાં બે સુખડનાં પેરીયાં તથા ડાબા હાથમાં જંદ અવસ્તાનું દફતર પકડેલું છે, અને પગની કેડલ એક નાધલો તખ્તો મુકાવી તે પર નીચે મુજબનો લેખ કોતરેલો છે:—

"CURSETJEE MANOOKJEE
Born 19th August 1763,
Died 7th May 1845."

૪ એ જમીનવાળી જગોએ અસલમાં કેહછે કે મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફનો એક તળાવ હતો. તે તળાવનાં પાણી બગડવાથી તે પુરી નાખી, અને તે પુરેલી જગા વેચવાથી જે કીમત ઉપજે તે મરહુમ શેઠ ખરશેદજીને નામનાં કોઇ ઉપયોગી કામમાં વાપરવી એવો બંદોબસ્ત કીધો હતો, પણ તેટલાં ઉપલો ફુવારો શેઠ માણેકજીને મળી

પાલીટીને તેની હમેશાં મરામત કરાવવા તથા તેમાં વીઆરનું પાણી અને ઉપર મુકેલાં ફાનુસોમાં ગ્યાસની રોશની કરવાની સરતથી ભેટ આપ્યો હતો. એ ફુવારાની ચારે બાજુએ ગોઠવેલી પુતલીઓનાં મોઢાંમાં આપેલી વાંસળીના આકારની નળીઓ વડે વીઆરનું પાણી ઉંડી હેઠલ બાંધેલી પથ્થરની હોજમાં પડતું રહેછે.[२]

---

તા० ૪ થી મારચ.

મુંબઈના વીદાય થતા ગવરનર નામદાર સર બારટલ ફ્રીઅરની બાનુ લેડી ફ્રીઅરે આ દેશમાં સ્ત્રી કેળવણીના સંબંધમાં કરેલી કીમતી મેહનતને માટે તે નામદારને અતરેની દેશી સ્ત્રીઓ તરફનું એક માનપત્ર આસરે ૪૦) બાઈઓનાં એક ડેપ્યુટેશને પરેલના સરકારી મેહલમાં લઈ જઈ આપ્યું હતું. બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજીએ તે વાંચી સંભળાવ્યા બાદ બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં વીધવાએ તે નમનતાઈથી ભેટ કર્યું હતું. લેડી ફ્રીઅરે તેનો જવાબ વાળવા બાદ સર્વે બાઈઓને પોતાના બાગમાં ફેરવી ખાણીક મદારત કીધી હતી.[२]

---

જવાથી એ જગો ન વેચતા તે ત્યાં લાવી ગોઠવ્યો, અને એ રીતે તે મરહુમની પોતાની જગો પર તેમની યાદગારી રાખવામાં આવીછે.

૧ એ ફુવારાની વચ્ચે વચના મોટા થાંભલા ઊપર સોનેરી અક્ષરે "Trust in God and be not daunted" એ પ્રમાણેનો એ ફુવારો ભેટ આપનાર શેઠ માણેકજી ખરશેદજી સરાફનો "મોટો" કોતરેલોછે. એ ફુવારાની કારીગરી બાબે લંડનનાં જાણીતાં "આરટ જરનલ" ના ૧૪ માં વાલમ (૧૮૭૫ નાં) માં સફે ૨૧૧ મે તેનો એક આબેહુબ ચીતાર આપી નીચે પ્રમાણેનું બયાંન કરેલું છે:—

*Memorial Fountain, Bombay.* Nearly twenty years ago the Coalbrookdale Company received a commission from the Chilian Government for a fountain, to be placed in the great square of the City of Concepcion, in that Republic. The work was executed at a cost, as we have heard, of £5,000, and was placed in the International Exhibition of 1862, when a prize was awarded to it. Among those whose attention had been attracted by the fountain was Juage Manockjee Cursetjee, a Parsee gentleman of Bombay, who, desirous of paying a filial tribute to the memory of his father, Cursetjee Manockjee, had a duplicate of the work cast, and erected in one of the most picturesque quadrants in Bombay, where it serves the double purpose of a fountain and a public light. It consists of an elegant Corinthian column, surmounted by a richly—decorated capital, the abacus of which supports a plinth whereon stands a statue of the deceased gentleman, executed by Mr. John Bell. In the original fountain a statue of Ceres crowns the column; and in the decorative details are some introductions appropriate to Chili, for which others are substituted in the Bombay duplicate. The work, as our engraving shows, forms a fine ornamental as well as useful object where it stands.

[The Art Journal, vol. XIV p. p, 211.]

૨ રાસ્ત ગોફતાર, તા० ૧૦ મી મારચ ૧૮૬૭.

એ માનપત્ર સાથે લેડી ફ્રીઅરની અતરે કાંઈ યાદગારી રાખવા માટે દેશી બાઈઓ તરફથી એક ફંડ ઊભું કરવામાં આવ્યું હતું, જેમાં હિંદુ બાઈઓએ રૂ૧૫૭૫), મુસલમાંન બાઈઓએ રૂ૫૦) તથા પારસી બાઈઓએ નીચે મુજબ રૂ૧૩૯૨) મળી રૂ૨૯૧૭) ભરાયા હતા:—

(રૂ૧૫૦) બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજી, (રૂ૧૦૦) બાઈ દીનબાઈ ધણી ફરાંમજી નશરવાંનજી પટેલ, બાઈ સુનાંબાઈ ધણી ડોશાભાઈ હોરમજજી કામાજી, (રૂ૭૫) બાઈ ભીખાઈજી ધણી ડોશાભાઈ ફરાંમજી કરાકા, બાઈ આઈમાઈ ધણી ખરશેદજી રૂસતમજી કામાજી, (રૂ૫૧) બાઈ જરબાઈ વીધવા દાદી લીમજી બનાજી, બાઈ ભીખાઈજી ધણી દાદાભાઈ દીનશાહ ગાંધી, (રૂ૫૦) બાઈ ધનબાઈજી વીધવા ધનજીભાઈ નશરવાંનજી કામાજી, બાઈ કુવરબાઈ ધનજીભાઈ નશરવાંનજી કામાજી, બાઈ બાઈજી ધણી ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બાઈ પીરોજબાઈ ધણી ડોશાભાઈ રતનજી કોહલા, બાઈ બાઈજી ધણી શોરાબજી ફરાંમજી પટેલ, બાઈ બચુબાઈ ધણી શોરાબજી શાપુરજી બંગાली, બાઈ કુવરબાઈ ધણી મેહરવાંનજી માણેકજી શેઠના, બાઈ માણેકબાઈ ધણી બેહરાંમજી જીજીભાઈ, બાઈ જરબાઈ ધણી જાંહગીરજી ગુસતાદજી, (રૂ૪૦) બાઈ મેહરબાઈ ધણી ખરશેદજી જાંગીરજી તારાચંદ, બાઈ રતનબાઈ ધણી જાંગીરજી મેહરવાંનજી પलीડર, (રૂ૨૫) બાઈ ગુલબાઈ ધણી ડોશાભાઈ બેહરાંમજી પેશીકાકાના, બાઈ ગુલબાઈ ધણી ડાકટર મનચેરજી બેહરાંમજી કોહલા, (રૂ૨૦) બાઈ હીરાંબાઈ ધણી ખરશેદજી રતનજી કોહલા, બાઈ માણેકબાઈ વીધવા રતનજી હોરમજજી કામાજી, (રૂ૧૫) બાઈ કુવરબાઈ ડોશાભાઈ કરાકા, બાઈ દીનબાઈ ડોશાભાઈ હોરમજજી કામાજી, બાઈ પુતलीબાઈ ધણી અરદેસર ફરાંમજી મુસ, બાઈ મોટીબાઈ ધણી ડાકટર રૂસતમજી કાવશજી બાદુરજી, બાઈ જરબાઈ ધણી મનચેરજી નશરવાંનજી મોદી, (રૂ૧૦) બાઈ સુનાંબાઈ ડોશાભાઈ કરાકા, બાઈ મેહરબાઈ ધનજીભાઈ, બાઈ ગુલબાઈ ધણી મનચેરજી બેજનજી, બાઈ મેહરબાઈ ધણી ખરશેદજી ફરાંમરોજ, બાઈ શાકરબાઈ ધણી મનચેરજી પેશતનજી ચીચગર, બાઈ પીરોજબાઈ ધણી માણેકજી હોરમજજી માજુ, બાઈ બચુબાઈ ધણી નવરોજજી રતનજી વાછા, (રૂ૫) બાઈ કુવરબાઈ ધણી કૈખશરૂ નવરોજજી કાબરાજી, બાઈ ભીખાઈજી ધણી દારાશાહ રતનજી ચીચગર, બાઈ ડોશીબાઈ ધણી ડાકટર ખરશેદજી ફરાંમજી પોરી, બાઈ આવાંબાઈ ધણી રૂસતમજી શોરાબજી પુણેગર, બાઈ ગુલબાઈ ધણી મનચેરજી કાવશજી મરજબાંન.

ઊપલી રૂ૨૯૧૭) ની રકમ એ ફંડનાં શેક્રેટરી બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજીએ તા० ૬ ઠી જુલાઈ ૧૮૬૮ ને દીને શેઠો શોરાબજી શાપુરજી બંગાली અને ખરશેદજી રૂસતમજી કામાજીને સોંપી હતી, જેઓએ તે બાજે વધારી રૂ૩૧૮૭) ની કરી તેમાંથી રૂ૩૦૦૦) ની સરકારી નોટ લઈ તે મધેથી દર રૂ૧૦૦૦) ની નોટ તા० ૨૯ મી મેએ ૧૮૭૪ ને દીને એલેક્ઝાંડરા ગરલસ સ્કુલ, જરતોશતી છોકરીઓની નીશાલ મંડली, તથા સ્ટુડંટસ લીટરરી શોશાઈટીની મરાઠી છોડીઓની નિશાલોમાં ચડતી આવનારી છોકરીઓને દર વર્ષે તેનાં બ્યાજમાંથી લેડી ફ્રીઅરનાં નામનું એક ઇનામ આપવા માટે તે ખાતાંની કમીટીઓને ભેટ આપી હતી.

તા૦ ૫ મી મારચ.

હિંદુસ્થાનનાં જંગલ ખાતાંમાં સરકાર તરફની નેમણુ-કને માટે લંડન મધે લેવાયલી પરીક્ષામાં ૨૦૦) ઉમેદવારો મધેથી પાંચ જણા પસાર થયા હતા, જેઓમાં એક પારસી—શેઠ ફરામજી રુસતમજી દેસાઈ, હતા.[1]

તા૦ ૯ મી મારચ.

મુંબઈના નવા ગવરનર નામદાર સર સેમોર વેસી ફીટ્‌ઝજરાલ્ડે આજ સાંજે અતરેના ટાઉન હાલમાં પોતાની પેહલવેહલી "લેવી" ભરી હતી. આ વેળાએ તે નામદારની મોલાકાતે હાજર થનારાઓમાં નીચના પારસી ગ્રહસ્થો હતાઃ—[2]

શેઠો બેહમનજી જીજીભાઈ, મેહરવાનજી જીજીભાઈ, કાવસજી ખરશેદજી જમશેદજી, ખરશેદજી રુસતમજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, ધનજીભાઈ ફરામજી પટેલ, દાદી નશરવાંનજી દાદી, દાદી માણેકજી લીમજી, ઓનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, હોરમજજી બાપુજી વીકાજી, હોરમજજી નશરવાંનજી ચીનાઈ, હોમજી ખરશેદજી દાદીશેઠ, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, જમશેદજી નશરવાંનજી દાદીશેઠ, ધનજીશાહ માણેકજી લાલકાકા, મેહરવાંનજી નશરવાંનજી પટેલ, મનચેરજી ફરામજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, માણેકજી ખરશેદજી જમશેદજી, મેહરજીભાઈ બાપુજી વીકાજી, નવરોજજી નાનાભાઈ ફરામજી, નવરોજજી માણેકજી વાડીઆ, નાનાભાઈ મેહરવાંનજી જીજીભાઈ, નવરોજજી પદમજી, ખાંનબાહદુર પદમજી પેશતનજી, શોરાબજી શાપુરજી બંગાલી.

તા૦ ૧૩ મી મારચ.

દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ આજરોજ પુણાં મધે "ગોદાવરીના એટલે શું, શુતપરસ્તી શાને કેહવે, અને જરતોશતીઓનો ધરમ શો છે?" એ બાબદ ઉપર એક ભાષણ કીધું હતું.[3]

તા૦ ૧૫ મી મારચ.

પુણાંવાલા દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના અને તેઓના ભાઈઓ દસ્તુર હોરમજજી, બેહમનજી, મેહરવાંનજી, રતનજી, અને હોશંગજી જામાસપજી જામાસપઆશાએ મલી પુણાંના શેહરની વસ્તીના વાપરાસને માટે નાના પેઠમાં દરેમેહરની પાસે ત્રણ મોટી ટાંકીઓ બંધાવી હતી. આમાંની એક હીંદુ, બીજી મુસલમાન, અને ત્રિજી પારસીઓના વાપરાસને માટે દરેમેહરમાં ખોલી મુકી હતી.[4]

તા૦ ૧૯ મી મારચ.

મીસ મેરી કારપેનટર નામની ભલાં દીલની ઇંગ્રેજ બાઈ કે જેણી લાંબો વખત થયો પોતાનાં દેશમાં મનુષ જાતનું ભલું ઇછવા તથા ઓરતજાતનું કલ્યાંણ કરવા પાછલ ઘણી જેહમત લેતી આવીછે તેણી હાલમાં હિંદુસ્થાંન મધે દેશી ઓરતોની સંસારી હાલત તપાસવા તથા સ્ત્રી કેળવણીમાં મદદ કરવાની નેક ઉમેદથી ફરવા આવેલી હોવાથી તે ટકનો લાભ લઇ આજ રોજ અતરેના ટાઉન હાલમાં દેશી ગ્રહસ્થોએ એક સભા મેલવી તે બાઈને એક માનપત્ર આપ્યું હતું. ડાકટર ભાઉ દાજીની દરખાસ્ત ઉપરથી શેઠ શોરાબજી પેશતનજી ફરામજીને સરનશીનની ખુરસી આપવામાં આવી હતી, જે બાદ શેઠ બાલા મંગેશ વાગલેએ માનપત્ર વાંચી સંભલાવ્યું, તથા શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ એક ભાષાણ કરી કહી સંભલાવ્યું કે દેશીઓની તરફથી એ બાઈને એક રૂપાંનો ટી–સટ લંડનમાં ભેટ આપવામાં આવશે. મીસ કારપેનટરે લંબાણથી માનપત્રનો જવાબ વાલ્યા બાદ સભા બરખાસ્ત થાઈ હતી.[5]

1 ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૯ મી મારચ ૧૮૬૭.

"Out of about 200 candidates who were examined in London for five Government appointments in the Forest Department of India, Mr. Framjee Rustomjee Desaee was declared to be one of the successful competitors. The salary attached to the office is Rs. 250 per mensem to commence with. Mr. Framjee had been prosecuting his studies in England for some time: and, before coming out to India, will have to travel over the continent to gain special knowledge connected with the Forest Department."

[*Times of India, 9th March* 1867.]

શેઠ ફરામજીએ પરીક્ષા પસાર કર્યા પછી કાએદા પ્રમાણે ફ્રાન્સ તથા જરમનીનાં મોટાં મોટાં જંગલોમાં રાા વર્ષ સુધી તાલીમ લઇ ૧૮૬૯ના નવેમબર માસમાં અતરે આવી સરકારનાં જંગલ ખાતામાં નેમાયા હતા.

2 બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી મારચ ૧૮૬૭.

3 મુંબઈ સમાચાર, તા૦ ૧૬ મી મારચ ૧૮૬૭.

4 જામે જમશેદ, તા૦ ૧૬ મી મારચ ૧૮૬૭.

5 ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૧ મી મારચ ૧૮૬૭.

આ ટી–સટ તા૦ ૨૩ મી આગશટ ૧૮૬૭ ને રોજ લંડન મધે સર બારટલ ફ્રીઅરનાં પ્રમુખપણાં હેઠલ એક સભા બોલાવી શેઠ નવરોજજી ફરદુનજીએ મીસ કારપેનટરને ભેટ આપ્યો હતો, જેમ કરતાં તેવણે તેમજ શેઠો માણેકજી ખરશેદજી સરાફ, અને દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે ભાષાણ કરી એ ભલી બાઈની ઘટતી તારીફ કરી સ્ત્રી કેળવણીનાં કામમાં સરકારની મદદ મેળવવા વિષે વિચારો આપ્યા હતા.

મીસ કારપેનટર જેવારે અતરે મુંબઈમાં હતાં ત્યારે સર જમશેદજીવાલી છોકરીઓની નિશાલ જોવા ગયાં હતાં. તે વખતે એક છોકરીએ પોતાની ચોપડીમાંથી લારા બરીજમન નામની અમેરીકાની એક આંધલી છોકરી વિષેનો પાઠ વાંચ્યો હતો. તે સાંભલી મીસ કારપેનટર ઘણાં ખુશી થયાં, અને જણાવ્યું કે તે આંધલી સ્ત્રી હજી હેયાત છે, અને તેવણ તેણીને ઓળખેછે. માટે તેણી જોગ છોકરીઓએ એક કાગજ લખી આપવો, જે તેણીને તેવણ દાખો પોંહચાડશે. એ અરજ મુજબ બાઈ ગુલબાઈ ધનજીભાઈ રતનાગર નામની છોકરીએ ગુજરાતીમાં એક કાગજ લખી આપ્યો, જેનો તરજુમો મીસ કારપેનટરે એજ સ્કુલના

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સાંમે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા લોકલ ફંડ કમીટીના અધિકારીઓ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટીના મેમબરો.**

સુરત—શેઠો માણેકજી બહુખાંજી ડાકટર, કેખશરૂ હોરમજજી આલપાઇવાલા, ડાકટર ડોશાભાઇ પેશતનજી.

ભરૂચ—શેઠો ધનજીશાહ મેહરવાંનજી ડાકટર, રૂસ્તમજી શેરિઆરજી દલાલ, ખરશેદજી દીનશાહ ખંભાતા, ફરદુનજી જીવણજી, પીરોજશાહ રૂસ્તમજી દલાલ.

અમદાવાદ—શેઠ આદરજી જીવણજી.

થાંણા—શેઠ એદલજી હોરમજજી કંત્રાકટર.

મનમાર—શેઠ નવરોજજી નશરવાંનજી.

નગર ઠઠા—ડાકટર કાવશજી પેશતનજી.

સુરત જીલ્લાની તાલુકા લોકલ ફંડ કમીટીના મેમબરો—

શેઠ હોરમજજી ગાંડાભાઇ પારડીવાલા, બગવાડા.

---

તા૦ ૫ મી આપરેલ.

રોજ ૧૫ માહા ૮ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—દારાશાહ દોરાબજી રાંદેલીઆ[1] ઉમર વર્ષ ૭૧) શેઠ દોરાબજી મેહરાંમજી રાંદેલીઆના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં વ્યાપારવણજનાં કામોમાં પડેલા હતા, અને તે માટે બે વાર મોરીસ તરફની સફરો પણ કીધી હતી. ઈ૦ સ૦ ૧૮૩૦ માં બાપનાં મરણ બાદ થોડેક વર્ષ એવણે સઘળો વ્યાપાર બંધ કરી તદન એકાંતપણે જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૯ મી આપરેલ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટ" ને લગતી નિશાલોના છોકરાઓ તથા છોકરીઓને ઇનાંમો આપવા માટેનો એક મેલાવડો આજ દીને અતરેના ટાઉન હાલમાં થયો હતો. સરનશીનના પ્રુરસાએ મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડ બીરાજ્યો હતો. એ ખાતાંના પ્રીનસીપાલ મી૦ જેમસ બરજેસે રીપોરટ વાંચી સંભલાવ્યો હતો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાને લગતી મુંબઇની નીશાલોમાં ૯૫૪ છોકરા તથા ૭૫૪ છોકરીઓ તથા દેશાવરોની નિશાલોમાં ૬૭૭ છોકરા અને ૩૭૧ છોકરી મલી ૨૭૫૬ બાળકો કેળવણી લેતાં હતાં. મુંબઈ ઉપરાંત સુરત, નવસારી, ગંદેવી, બીલીમોરા, વલસાડ, ઉદવારા, ભરૂચ, અને તારાપોર મલી એ ખાતાંની ૨૩) નિશાલો છે. એ બાદ રેવરંડ ડાકટર વીલસને છોકરાઓ તથા છોકરીઓની સેહજ પરીક્ષા લીધા બાદ નામદાર ગવરનરની વહુ મીસીસ ફીટઝજરાલડે છોકરાંઓને ઇનાંમો વેંહચી આપ્યાં, જે પછી નામદાર સરનશીને એક સુભાષીત ભાષણ કીધું હતું. એ પછી સર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઉઠી નામદાર સરનશીનનો ઉપકાર માન્યો, અને સભા બરખાસ્ત થાઈ હતી.[2]

---

તા૦ ૧૧ મી એપરેલ.

હિંદુસ્થાંનની સરકારે કાઢેલો ઇનકમટેક્ષ (?) લાઇસનસ ટાક્ષનો કર મુંબઈ મધે વશુલ કરનાર સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે અતરેની પોલીસના ત્રિજા માજીસ્ટ્રેટ શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાને નેમ્યા હતા.

એ કર મુંબઈ મધે મ્યુનીસીપાલીટી તરફથી વશુલ કરવાને માંડવી વારડના શુપરીટેંડંટ તરીકે શેઠ નશરવાંનજી ફરદુનજી પારખ અને કામાટીપરા વારડના શુપરીટેંડંટ તરીકે શેઠ ફરાંમજી દોરાબજી બાંધુરજીને નેમ્યા હતા.

આએ વર્ષની મુનસફની પરીક્ષામાં એકજ પારસી—શેઠ એદલજી મનજીભાઇ મોદી, પસાર થયા હતા.[3]

---

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૮ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઇ તે શેઠ દાદાભાઇ રૂસ્તમજી પારખનાં ધણીઆંની તથા મરહુમ શેઠ નાનાભાઇ ફરાંમજી દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦), માતાજી બાઈ જરબાઇએ રૂ૫૦૦), ભાઈ શેઠ મંતોકજી નાનાભાઈ દાવરે રૂ૨૦૦), અને ખાવંદ શેઠ દાદાભાઇ રૂસ્તમજી પારખે રૂ૧૨૫) મલી રૂ૧૧૨૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

તા૦ ૨૫ મી આપરેલ.

રોજ ૫ માહ ૯ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—કાવશજી જમશેદજી માકીદલાલ[5]—ઉમર વર્ષ ૭૧) સુરતવાળા શેઠ જમશેદજી ખરશેદજી માકીદલાલના

---

એક છોકરા પાસે કરાવી તે ઉપલી હકીકત સાથે આંધલી લારા બરીજમન ઉપર મોકલ્યો હતો. આથી તે તથા તેણીની આસપાસનાંઓ એટલાં ખુશી થયાં હતાં કે તે આખો કાગજ આએજ શાલના આગશટ માસમાં એક અમેરીકન પત્ર મધે છપાવ્યો હતો. એ કાગજમાં લખનારી બાઇ ગુલબાઇએ લારા બરીજમનના ભલા ગુણોની તારીફ કરી તે આંધલી છતાં જે ઉસતાદે તેને કેળવણી આપી તેનાં વખાંણ ગાઇ ખાએસ બતાવી હતી કે અતરેનાં આંધલાંઓ બીખ માંગેછે તેને બદલે એવીજ રીતે અતરે શીખયાં હતે તો કેવું સારૂ !

૧ શેઠ જાંગીરજી દારાશાહ રાંદેલીઆના બાવા.

૨ ટાઇમસ આફ ઇંડીઆ, ૧૨ મી આપરેલ ૧૮૬૭.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી આપરેલ ૧૮૬૭.

૪ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૩ ના હીસાબની ચોપડી.

૫ શેઠ ખરશેદજી કાવશજી માકીદલાલના બાવા.

દીકરા. એવણ સુરત મધે એક જાણીતા વ્યાપારી તથા ત્યાંની પારસી પંચાતનાં ધર્મનાં ફંડના એક માનેજર હતા. સુરત મધે એવણે ચોકસી મોહલામાંની પોતાના વડવાઓની દરેમેહર ફરી બંધાવી તેમાં તા૦ ૧૨ મી મે ૧૮૪૫ ને દીને નવા આદરાંન પરઠાવ્યા હતા.

---

તા૦ ૨૫ મી આપરેલ.

અમદાવાદના કલેક્ટરની આફીસના હેડ-એકાઉંટંટ શેઠ આદરજી જીવણજીને અમદાવાદ મધે લાઇસંસ ટાક્ષ ઉઘરાવવાના સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[1]

---

તા૦ ૧ લી મે.

રોજ ૧૧ માહ ૮ (શે૦) ૧૨૩૬ યજદજરદી.

**મરણ**—હોરમજજી નશરવાંનજી મગોલનાં—ઉમર વર્ષ ૯૦). એવણ ઘણી લાંબી મુદત થઇ સુરતથી ઇંદોર મધે ધંધા રોજગારના સબબથી જઈ વસેલા હતા, અને પછવાડેથી ત્યાંના માહરાજા હોલકરની ખાસ નોકરીમાં હતા. એવણનું મરણ ઇંદોર મધેજ નીપજયું હતું.

---

તા૦ ૨ જી મે.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના એક ડેલીગેટ શેઠ મેહરાંમજી જીજીભાઇએ પોતાનો ઓહદો છોડવાથી તેમની જગોપર સરકારે શેઠ મેહરવાંનજી ફરામજી પાંડે નેમ્યા હતા.

શેઠ પેસતનજી માણેકજીને પંચમાહલ મધે લાઇસંસ ટાક્ષ ઉઘરાવનાર સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[2]

---

તા૦ ૩ જી મે.

માહીમ મધે ગરીબોને માટે એક ધર્મનું દવાખાંનું ઉઘાડવાને તે તરફના આગેવાન રેહવાસીઓએ એક ફંડ ઉભું કીધું હતું, અને તેનો વહીવટ કાએદાસર ચલાવવાને એક કારોબાર મંડલી ઠેરવવા તથા બીજા બંદોબસ્તો કરવાને એ ફંડમાં નાણાં ભરનારાઓની એક સભા આજ દીને મેશરસ વીગાસ કું૦ની આફીસમાં મલી હતી. તે વેળાએ એ દવાખાંનું "માહીમ ચારીટેબલ ડીસ્પેનસરી" નાં નામથી ઉઘાડવાનો ઠેરાવ થયો, તથા તેનો કારોબાર ચલાવવાને શેઠ બેહમનજી જીજીભાઈ—ચેરમેન, હોરમજજી પેસતનજી કામાજી, જમશેદજી રૂસતમજી બપુ, એફ. જી. સોઝા. અને એ. વીગાસ—શેક્રેટરી, ની એક કમીટી તથા ડાક્ટર નશરવાંનજી જાંગીરજી લાંમને તેના તબીબ ઠેરવ્યા હતા.[3]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૫ મી આપરેલ ૧૮૬૭.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨ જી મે ૧૮૬૭.

૩ એ દવાખાંનાંને માટે પ્રથમમાં શેઠ ખરશેદજી ફરદુનજી પારખવાલી કોલાબાની ચારીટેબલ ડીસ્પેનસરી બંધ થાઇ તેનો સર્વે અશબાબ ડાક્ટર કાવશજી હોરમજજીની મારફતે ભેટ મલ્યો હતો. એ દવાખાંનું ચાલુ કીધા પછી તેમાં સરઅવસરે કેટલીક રકમ ભરાઇ હતી, તથા સર આલબરટ ડેવીડ શાસુને રૂ૫૦૦૦), શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦), અને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૫૦૦) મલી રૂ૬૫૦૦) ની સરકારી નોટો તેનું વ્યાજ એ દવાખાંનાંના ખરચમાં વાપડવાને ભેટ આપી હતી. એ નોટો પ્રથમમાં મેશરસ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ઇ. એમ. ગોઝીઝ, અને એ. વીગાસનાં નામ ઉપર તરસ્ટીઓ તરીકે રાખી હતી. એ પછી ઇ૦ સ૦ ૧૮૭૩ માં બાઇઓ માણેકબાઇ તથા મોટલાંબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા અને બેટીએ એ દવાખાંનાની ઉપલી પુંજીમાં રૂ૧૦૦૦૦) ની બીજી સરકારી નોટ તથા માહીમ મધે લેડી જમશેદજી રોડ ઉપર એટલીજ રકમનું પોતાનું એક ઘર મુફત ભેટ આપ્યું, અને એ દવાખાંનાંનું નામ ફેરવી "જાંહગીર નશરવાંનજી વાડીઆ માહીમ ચારીટેબલ ડીસ્પેનસરી" કરી રાખ્યું, તથા દવાખાંનાંને લગતી ઉપલી રૂ૧૬૫૦૦) ની નોટો તથા ઉપલું મકાન તા૦ ૨૧ મી મારચ ૧૮૭૬ ને દીને એક તરસ્ટ ડીડ કરી સરકારને સ્વાધીન કીધું. સરકારે તેનો વહીવટ પોતે ન ચલાવતાં એક જુદી કમીટીની મારફતે ચલાવવાનો મજકુર બાઇઓ સાથે બંદોબસ્ત કીધો, અને તેના નીભાવને માટે પોતાની તરફથી રૂ૯૮૫) ની વારસીક ગ્રાંટ-ઇન-એડ આપતી કીધી હતી. એ કમીટી સરકારની મંજુરીઆતથી શેઠો નવરોજજી માણેકજી વાડીઆ—ચેરમેન, શોરાબજી શાપુરજી બંગાली, રેવરંડ ગ્રાઝ ફરનાનડીઝ, ડાક્ટર મેકડોનલ્ડ, નાખોદા મહમદઅલી રોગે, અને જાંગીરજી ગુસતાદજી—શેક્રેટરી, ની ઠેરવી હતી. એ કમીટીમાં ખાલી પડતી જગા ઉપર શેઠ જમશેદજી ખરશેદજી કામાજી, ડાક્ટર કાવશજી હોરમજજી, જે. એફ. ઓલીવરા, અને જે. જે. ડા સીલવાને સામેલ કીધા હતા; તથા ઇ૦ સ૦ ૧૮૮૬ માં શેઠ જાંગીરજી ગુસતાદજી ગુજરવાથી શેક્રેટરી તરીકે શેઠ જમશેદજી ખરશેદજી કામાજીને નેમ્યા હતા. એ બાદ ઇ૦ સ૦ ૧૮૮૫ માં મજકુર બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા બેહશતનશીન થવાથી તેમનાં બેટી મજકુર બાઇ મોટલાંબાઇએ તેમનાં પુનને માટે બીજા રૂ૫૦૦૦) ની સરકારી નોટ તથા ઉપલાં માહીમ મધે દવાખાંનાંને કીજે ભેટ આપેલાં ઘરની પાસેની રૂ૫૦૦) ને આસરેની કીમતની થોડીક ખાલી જમીન એ દવાખાંનાંના વપરાસને માટે સરકારના સ્વાધીનમાં તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૮૫ ને દીને બીજું એક ડીડ કરી આપી હતી, અને સરકારે ઉપલી એ ખાતાંને મલતી રૂ૯૮૫) ની વારસીક ગ્રાંટ-ઇન-એડમાં વધારો કરી તે રૂ૧૨૦૦) ની કીધી હતી. એ બાદ તા૦ ૧ લી આપરેલ ૧૮૯૨ થી તે ઓછી કરી રૂ૮૦૦) ની કીધી હતી. હાલ એ દવાખાંનાંનો ખરચ મજકુર રૂ૨૧૫૦૦) ની સરકારી નોટોનાં વ્યાજ તથા રૂ૮૦૦) ની વારસીક ગ્રાંટ મધેથી કરવામાં આવેછે, અને તેના તબીબ તરીકે મજકુર પેહલે દીને ઠેરેલા ડાક્ટર નશરવાંનજી જાગીરજી લાંમ હજુ સુધીછે.

તા૦ ૪ થી મેએ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

મજગાંમ મધે નવાબના તળાવના રસ્તાપર મરહુમ શેઠ નાનાભાઈ જમશેદજી ગજધરે બંધાવવા માંડેલી આદરાંનની દરેમેહર તૈયાર થવાથી તે તેમની નઈઅતે તેમના બેટાઓ શેઠો શોરાબજી તથા રૂસતમજી નાનાભાઈ ગજધરે આજ દીને એક જશન કરી પરઠાવી હતી. જશનની ક્રિયા પુરી થવા બાદ એ શેઠો તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહરના જાથુકના ખરચને માટે પડોસમાંજ એક ચાલી બંધાવવામાં આવશે.[1]

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૩૬ યજદજરદી.

**મરણ**—માણેકબાઈ તે ફકીરજી કાવશજી મીસતરીનાં માએ—ઉમર વર્ષ ૧૦૦) એવણ મુંબઈ મધે કોટમાં આવડી લાંબી ઉમરે મરણ પામ્યાં હતાં.

તા૦ ૮ મી મેએ.

રોજ ૧૮ માહ ૯ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ખરશેદબાઈ તે શેઠ રૂસતમજી પેશતનજી સુનાંવાળાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ એદલજી રૂસતમજી સુનાંવાળાએ રૂ૫૦૦) તથા વહુ બાઈ શુનાંબાઈએ રૂ૨૦૦) મળી રૂ૭૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૯ મી મેએ.

હાનરેબલ સી. જે. અરસકીન જેવણ આએ ઇલાકાના પેહલવેહલા ડાએરેક્ટર ઑફ પબ્લીક ઇનિસ્ત્રકશન, તથા તે પછી હિંદુસ્થાંનના ગવરનર જનરલની કૌનસીલના મુંબઈ ઇલાકાના એક અધિકારી, તથા છેલ્લા મુંબઈના ગવરનરની એકઝીક્યુટીવ કૌનસીલનાં એક અધિકારી હતા તેવણ પેનશન લઈ પોતાને વતન જનાર હોવાથી તેમની આ દેશમાં કરેલી સેવાઓના બદલામાં અતરેના દેશીઓ તરફથી એક માનપત્ર આપવાનો ઠેડાવ કરવાને આજ દીને આગેવાન દેશીઓની એક સભા શેઠ વીનાયકરાવ જગનાથ શંકરશેઠનાં મકાંનમાં મલી હતી. પ્રમુખસ્થાંન સર જમશેદજી જીજીભાઈ બારોનેટને આપવા બાદ માનપત્રનો ખરડો વાંચી નકી કરવામાં આવ્યો તથા તે સર જમશેદજી જીજીભાઈ, હાનરેબલ ફરામજી નશરવાંનજી પટેલ, શેઠ બેહરામજી જીજીભાઈ, ડાશાભાઈ ફરામજી કરાકા, વગેરે ગ્રહસ્થોનાં એક ડેપ્યુટેશને જઈ મી૦ અરસ્કીનને પોંહચાડી આવવાનો ઠેડાવ કરી સભા બરખાસ્ત થાઈ હતી.[3]

તા૦ ૧૨ મી મેએ.

જરમનીવાલા ડાકટર થીઓડોર બેનફીએ ઇંડો-જરમન શબ્દોના કેટલાક બેવડા ઉઠતા અર્થોના ખોલાસાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[4]

તા૦ ૧૬ મી મેએ.

શેઠ જમશેદજી માણેકજીને સેતારા કલેકટરેટ મધે લાઇસંસ ટાક્ષ ઉઘરાવનાર સ્પેશીયલ આફીસર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.

શેઠ એદલજી ડાશાભાઈ કોઠાવાલાને નામદાર સરકારે વલસાડના મામલતદાર નેમ્યા હતા.[5]

તા૦ ૧૯ મી મેએ.

શેઠ ખરશેદજી શોરાબજી ચાંનદારુએ મુંબઈના શેર સટાની તવારીખનું એક પુસ્તક "એક પારસી" નાં નામથી છપાવી પ્રગટ કીધું હતું.[6]

તા૦ ૨૩ મી મેએ.

શેઠ તેહમુલજી હોરમજજી ગોદરેજને અમદાવાદ જીલ્લાનાં બોરસદ ગામના પેહલા વર્ગના મુનશફ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[7]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૭ મી મેએ ૧૮૬૭.

એ દરેમેહર શેઠ નાનાભાઈએ પોતાનાં બેહન મરહુમ બાઈ રતનબાઈ તે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીનાં ધણીઆંનીની પુંજીમાંથી બંધાવી હતી, અને ઉપલા અંજુમન પત્રમાં જણાવ્યા મુજબની ચાલી ન બંધાવાથી એ દરેમેહરનો સર્વે વહીવટ ઈ૦ સ૦ ૧૮૭૭ માં સર કાવશજી જાંગીરજી રેડીમનીએ પોતાને સ્વાધીન લીધો, તથા તેના નીભાવને માટેનો બંદોબસ્ત કરનાર હતા, તેટલાંમાં તેવણ મરણ પામવાથી તેવણના એક્ઝેક્યુટરોએ તેમની પુંજીમાંથી રૂ.૨૭૦૦૦) ની રકમ એ દરેમેહરના જાથુકના ખરચને માટે એલાહેદી કાઢી તેનું તા૦ ૯ મી અકટોબર ૧૮૮૦ ને દીને એક જુદું તરસ્ટ ડીડ કરી તે એવણના બેટા શેઠ જાંગીરજી કાવશજી જાંગીરજીને તરસ્ટી તરીકે સોંપી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી મેએ ૧૮૬૭.

ઉપલું માનપત્ર ડેપ્યુટેશને તા૦ ૧૭ મી મેએ ૧૮૬૭ ને દીને ખંબાલે હાનરેબલ મી૦ અરસકીનને મકાંને જઈ પોંહચાડયું હતું. તે પ્રમુખ સર જમશેદજી જીજીભાઈ બારોનેટે વાંચી સંભળાવ્યું, અને મી૦ અરસકીને તેનો દીલોજાંની ભર્યો જવાબ આપ્યો હતો.

૪ "Ueber einige Pluralbildungen des indogermanischen Verbum. von, Theodor Benfey. Gottingen, 1867."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૬ મી મેએ ૧૮૬૭.

૬ "મુમબઇના શેર સટાની તવારીખ તેનું ચહડવું તથા પડવું અને તેનાં શેવટનાં પરીણાંમો. બનાવનાર, એક પારસી. મુંબઇ. અંગ્રેજી તથા ગુજરાતી "જામ પરીનટીંગ છાપખાંનાંમાં છાપેલ છે. શને ૧૮૬૭ ઇશવી."

૭ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૩ મી મેએ ૧૮૬૭.

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—દાદાભાઈ શોરાબજી સંતોક[1]—ઉમર વર્ષ ૭૯) શેઠ શોરાબજી દાદાભાઈ સંતોકના વડા દીકરા. એવણુ પોતાના બાપની હૈયાતીમાંજ તેમની સહાયતા હેઠળ પોતાના ભાઇઓ શેઠો સંતોકજી તથા ધનજીભાઇની સાથે આર્બસ્થાનથી ઘોડા મંગાવવાનો, તથા બીજા અતરે આવતા ઘોડાઓની દલાલી કરવાનો ધંધો કરતા હતા. તે ઉપરાંત શેઠો ફરામજી તથા મેહરવાંનજી શોરાબજી મેજર સાથે ભાગમાં ઇંગલંડનો રોજગાર ચલાવતા હતા, જે મધેથી તા૦ ૨૦ મી મારચ ૧૮૫૭ ને દીને ભાગ છોડ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૬૨ માં બાપનાં મરણબાદ ત્રણે ભાઇઓએ એજ ધંધો ચાલુ રાખ્યો હતો. "મરનાર નમાંનો, મીલનશાર, દએઆલુ, નીરો, દોશતારશત, અને સંનતોકનાં નામ તથા ખાંનદાંનનો એક શુરવીર મરહુમ હતો."[2]

તા૦ ૨૬ મી મેએ.

શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીનાએ આગલ સ્ત્રી બોધ, ગ્નાન પ્રસારક, સત્ય દીપક વગેરેમાં કરેલાં લખાંણોમાંથી સ્ત્રીઓને વાંચવા લાયક બાબદોનો સંગ્રહ કરી તેનું એક પુસ્તક આ૦ રૂસતમજી પેશતનજી વકીલે છપાવી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૨૮ મી મેએ.

શેઠ ભીમજીભાઈ જીવણજી રાંદેલીઆએ આ ટાપુ મધે ભાગેલાં હાડ દરૂસ્ત કરવાને, ઘાયાને હાથ પગ મોરચાએલા અથવા ઉતરી ગએલા દરૂસ્ત કરવા તથા ભાગા હાડ સાંધવાનો, પરોપકારીપણાંથી આજ નજદીક ૨૧) વર્ષ થયાં પોતાની જાતી મેહનત તથા ખરચ કરીને પોતાની ગીરોના ખરચથી ગરીબોનો ઇલાજ કીધો હતો, તથા આજ સુધી એ કામ ચાલુ રાખવા સાથે ગયાં દશ વર્ષમાં મુંબઇની વસતીમાં મોટો વધારો થયાને લીધે એવણથી એકલાથી પોહચી નહી વલાવાથી એવાં ધર્મનાં કામમાં મદદ કરવા સારૂં એવણે પોતાના છોકરાઓ તથા ભાણેજોને શીખવીને પોતાના હાથ તલે રાખયાછે, કે જેથી હવે પછાડી ઉપર જણાવેલાં દરદોનો ઇલાજ થતો બંધ નહિં પડી જાય, અને તે જારૂક ચાલુ રહે. શેઠ ભીમજીની એ સેવાઓના બદલામાં તેવણને એક "પરસ" ભેટ આપવા માટે ઇ૦ સ૦ ૧૮૬૩ ના મેએ માસમાં શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, દીનશાહજી દાદાભાઇ ગાંધી, અને શોરાબજી પેશતનજી ફરામજીએ મલી એક મદેહનજર બાહેર પાડી અતરેના દેશી ગ્રહસ્થોમાં ઉમરાંવોની એક ટીપ ફરતી કીધી હતી. તે મધે વસુલ થયલી રકમ[4] ની એક "પરસ" તથા એક માનપત્ર એવણને ભેટ આપવા માટે ઉપલા ગ્રહસ્થોએ એક સભા આજ દીને કોટેકોટ શેઠ દીનશાહજી માણેકજી પીટીટનાં ઘરમાં મેલવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઈ બારોનેટને આપવા બાદ શેઠ દીનશાહજી માણેકજી પીટીટે નાણાં ભરાવવાને લગતો રીપોર્ટ વાંચી સંભળાવ્યો, જે બાહલ રાખી ઠેરાવ્યું કે "ડાકટર ભીમજીભાઇ જીવણજી રાંદેલીઆ જે પરોપકારી કામ આજ લાંબી મુદત થાઈ બજાવતા આવ્યાછે તેની મેહનતના બદલામાં મુંબઇની પ્રજા તરફથી એવણને એક માનપત્ર આપવું, તથા તે સાથે કમીટીના હાથમાં જે નાણાંની એક રકમ ભેગી થઇછે તે એવણને બખશીશ દાખલ આપવી." એ બાદ શેઠ ભીમજીભાઇને એક માનપત્ર વાંચી સંભળાવ્યું,[5] તથા ઉપલી

૧ શેઠ હોરમસજી દાદાભાઇ સંતોકના બાવા.

૨ મુંબઇ આખુર, તા૦ ૨૯ મી મેએ ૧૮૬૭.

૩ "સ્ત્રી બીન. રચનાર, નાનાભાઇ રૂસતમજી રાંણીના. છપાવી પ્રગટ કરનાર, આ૦ રૂસતમજી પેસતનજી વકીલ. મુંબઇ:—યુનિયન પ્રેસ. ૧૮૬૭."

૪ એ રકમ રૂ૭૧૦૭૪) થાઇ હતી, પણ તે મધેના રૂ૫૦૫૧૮) વસુલ થયા હતા, અને તે વ્યાજ સુધાં રૂ૫૮૮૬૫) થયા હતા. એ મધેથી શેઠ ભીમજીભાઇને અગતનાં કારણસર થોડુંક નાણું આગલાં બે વર્ષોમાં આપ્યું હતું, અને બાકીનું આજ દીને આપી દીધું હતું.

૫ આ માનપત્ર અતરે સદાબરૂં ઉતારી લઇજીએ છૈયે:-

**ડાકટર ભીમજીભાઈ જીવણજી રાંદેલીઆ.**

સાહેબ, હમો નીચે સહી કરનારાઓને આ માંનપત્ર તમોને આપવાની આ જોગવાઇ મલી આવીછે તે મોટી ખુશી સાથે હમો લેજીએછ. એવું કરવાનો સબબ એ ઉપરથી થઓછે કે મુંબઇ અને તેની આસપાસનાં ગામડાંઓના રેહવાસીઓ સાથે તેમનાં શરીર દુખોનું નીવારણ કરનાર વઇદ તરીકે આજ લાંબી મુદત થઇ તમારો સંબંધ થએલોછે. એવા સંબંધથી આ દેશના રેહેવાશીઓ અને જે પરદેશીઓ અતરે આવીને હીઆં વશેલાછે તેમના ઉપર તમારો વઇદ તરીકે કેટલો ઉપકાર થઓછે તેનું બેઆંન તથા અગત કરીને તમારે હાથથી થતી આવેલી ગરીબ દરદીઓ ઉપર દયા અને થોડા વખતમાં તેમનું દુખ નીવારણ કરી તેમને આપેલી શાંતી અને સુખનું વરણન આ ઠેકાંણે વીસતારીને થઇ શકતું નથી, તેથી તે મોકુફ રાખી આ સભા આગલ જે અહેવાલ કમીટી તરફથી વાંચી સંભળાવવામાં આવ્યોછે તે અહેવાલ સદાબરો આ માનપત્ર સાથે જોડવાનું વાજબી ધારીએછ; કારણ તે અહેવાલમાં તમારાં હાથથી થએલાં દુખનીવારણનું પુરતું બેઆંન કરેલુંછે. હાલ હમો માત્ર તમારેથી થએલો વઇદ તરીકેનો ઉપકાર તેમાં અગત કરીને અકસમાત સબબોથી શરીરનાં હાડ તથા સાંધા ભાગાથી અને લચકાવાથી થતી તરેહવાર દુખ માણસજાતને ખમવી પડેછે તેમાંથી થોડા વખતમાં અને સેહેલાઇથી મોકળા કરવાને જે કળા અને હોનર તમોને ખોદાતાલાએ બખશીઓછે તે તમોએ પરોપકારીપણે ધુરથી અને સઘળી દીલસોજીથી વાપડી દરદીઓનાં દુખ ટાળવાને અછી મેહેનત કરીછે, અને જે ઉપકાર સઘળી વરણના લોક ઉપર થઓછે તે ઉપકાર જાહેર રીતે માંનવાની આ જોગવાઇ લેજીએછ. બીજું આ તમારી પરોપકારી મેહેનતની ઇઆદ-

"પરસ" ભેટ આપી. શેઠ ભીમજીભાઇએ તેનો લાયક ઉત્તર વાળવા બાદ સરનશીન સર જમશેદજી જીજીભાઈ બારોનેટે એક સુભાષીત ભાષાણ કીધું, જેમાં તેવણે શેઠ ભીમજીભાઇના હુનરની તારીફ કરી તેવણે અતરેના માજી ગવરનર સર બારટલ ફ્રીઅરના મોરચાએલા પગને સાજો કીધો તેનું તથા બીજું કેટલુંક બેઆંન આપી જણાવ્યું કે "રોજ સર્વે જાતનાં માણસો જેઓ એવણને ત્યાં પોતાનો ઇલાજ કરાવવા જાયછે તેઓનું પાકું યકીન હશે ત્યારેજ જતાં હશે એમાં કસો શક નથી. રસ્તાંમાં કોઇ લંગડાતો, કોઈ ગાડાંમાં, કોઇ પાલખીમાં, કોઇ ભાડુતી બગીમાં જોશો તો રોજ ઘણાં માણસો જોવામાં આવેછે, જેઓનાં હાડ ભાગવાની અથવા નુકશાંન થવાની એજ નિશાંન જે રૂઉ દેખાતો હરેક બદનના સાંધા જયાં દરદ હોય ત્યાં મારેલો ને તે ઉપરથી જણાયછે કે ભીમજીભાઇએ લેપ મારેઓ હશે."[૨] એ બાદ મીજલસ બરખાસ્ત થાઈ હતી.

તા૦ ૨૯ મી મેએ.

સુરતની પાસેનાં ભાઠાં ગામની પાદર આગલ આવેલી મોટી ખાડી ઉપર ઇ૦ સ૦ ૧૮૩૩ માં મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટે બંધાવેલો મોટો પૂલ જે તેજ વખતે થોડાક માસમાં તુટી પડયો હતો, તે પૂલ પાછો પોતાના મરહુમ સુરખીનાં નામથી બાંધવાને શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ સરકારમાં રૂ૧૫૦૧૦—૧૨—૧ આપ્યા હતા, જેમાં સરકારે પોતા તરફથી રૂ૩૮૦૩—૩—૧૧ ઉમેરી તે રૂ૧૮૮૧૪) ને ખરચે પાકો બંધાવી આએ માસથી લોકોના વપડાસને માટે ખોલ્લો મુકયો હતો.[૨]

તા૦ ૩૦ મી મેએ.

શેઠ કુવરજી કાવશજી શબાવાલાને નામદાર સરકારે અમદાવાદના હજુર ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[૩]

તા૦ ૨ જી જુન.

રોજ ૧૩ માહ ૧૦ (૬૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ શુનાંબાઇ તે શેઠ ડાશાભાઇ હોરમજજી કામાજીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ દાદાભાઇ

---

ગારી વધારે મજબુતી ભરેલી કરવાને પ્રજા તરફથી નાણાંની એક રકમ ભેગી કીધામો આવીછે તે તમોને આ વખતે તેમની તરફથી ભેટ આપવાની જે ફરમાએશ થાઇછે તે હમો મોટી ખુશી સાથે બજાવીએછ, અને ઊમેદ રાખીએચ કે એ રકમ તમો પ્રજા તરફની મમતાની નીશાની તરીકે કબુલ રાખશો. અને શેવટે હમો એવું ઇછીએ છઇએ કે તમો તથા તમારા ભાંણેજ ભાઇ બાપુજી (બરજોરજી રાંડેલીઆ) તથા છોકરાઓ તથા બીજા પેશીઓ જે તમારી સાથે આવાં સુભ કામમાં શામેલ થએલાછે તે સાહેબોની તનદરોસ્તીમો ખોદા સાહેબ વધારો કરે, અને તમારી પેઠે તેઓ દીલસોજીથી દેશીઓ તરફ બલકે સઘળાં માનવીજાત તરફ પોતાની ફરજ સમજી તેમને ફાએદો થાએ એવી રીતે પોતાનો હુનર ચાલુ રાખી તેઓ ઊપર પડતાં અકશમાત દુખોનું નીવારણ કરતા રેહે. હમો છીએ તમારા નમનતાઇ ભરેલા શેવકો.

૧ એ ભાષાણની સેવટે સર જમશેદજીએ કહી સંભલાવ્યું કે:—

ભાઇ ભીમજી તથા ભાઇ બાપુજી

હમો તમોને આ જોગવાઇએ જાહેરમાં એટલુંજ કહેવા માંગીએછે જે આજ લગભગ વરશ ૨૦) થયાં તમો શ્રી મુંબઇમાં આવીને અતરેનાં ગરીબ કારીગર તથા બીજા લાચાર લોકોનાં જોખમાએલાં શારીરને પુરતું ઘેઆંન આપીને દરૂશત કીધાંછે, ને તેના બદલામાં તમોએ કંઇબી દામ તેઓ પાસેથી લીધું નથી. એવું અમો પોતે તથા આ મીજલશમાં હાજર થએલા ઘણાએક શાહેબો સારી પેઠે જાણેછે. દરદીનાં દુખનું નીવારણ કરવું ને તેઓની દુઆ લેવી એ જેવું પુનનું કામ બીજું કંઇ નથી, ને તેવું પુન તમોએ તથા તમારા બીજા પેશીઓએ કીધું તેનો બદલો પાક પરવરદેગારની તરફથી તમોને મલેઆ વગર રેહશે નહી તે સત જાણજો. તમારી ગુંજાસ થોડી છે તોપણ તમો એક અમીરનાં જેવું ઊદાર દીલ બતલાવીઉંછે, ને શું અદના કે શું આલા સરવેનાં જોખમાએલાં શારીરને એકસરખી રીતે ઘેઆંન આપીને દરૂશત કરવામાં કશી કસર રાખી નથી. ડાકતરોની એજ ફરજ છે કે કોઇબી દરદી રાત હયા મધરાતની વેળાએ હેરાંનગતી ભોગવતો હોય તેની મદદે તરત જવાની ઢીલ કરવી નહી ને તે ફરજ તમોએ હમારાં સાંભળેઆ પ્રમાણે ઘણું કરીને બજાવીછે તેથી તમોને માંન ઘટેછે. દરદીનાં ખરાં જીગરની દુવા એજ તમારી મેહેનતનો બદલો તમો સમજેઆ છઓ, એ તમારો ગુણ ઘણો તારીફ લાયક છે ને ઊમેદ રાખીએછે કે એવો ગુણ તમારા જેવા બીજા ડાકટરોને વધારે પ્રકાશતો માલમ પડે. હવે શેવટે હમો એટલીજ ઊમેદ રાખીએછે કે જાંહાંસુધી તમારી જીંદગી છે તાંહાં સુધી એ નેક કામ પછવાડે તમો તથા તમારા પેશીઓ પોતાનો વખત રોકીને તથા પુરતું ધેઆંન આપીને મશગુલ રેવો ને જેવી શાલેશાઇ તથા નરમ મીજાજ ગરીબ દરદીઓ તરફ બતલાવતા આવેઆ છઓ તેમ હમેશાં બતલાવતા રેહજો. ખરી નેકી ને મેહનતનો બદલો કદી ખાલી જતો નથી તેમ તમારો બદલો કદીબી ખાલી જનાર નથી. આ નહી તો પેલી જેહાંનમાંથી મલેઆ વગર રેહશે નહી. પાક પરવરદેગારની રેહેમ તમારી ઊપર હોજો.

૨ એ પૂલપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"This bridge at Bhatta was constructed partly at the expense of Mr. Rustomjee Jamsetjee Jejeebhoy of Bombay as a memorial of his late father Sir Jamsetjee Jejeebhoy, the first Baronet, and partly at the expense of the British Government, under the supervision of Lieut. C. Mant, R. E, Exect. Engr., Surat.

| | | | | |
|---|---|---|---|---|
| Donation by Mr. Rustomjee Jamsetjee Jejeebhoy | ...Rs. | 15,010 | 12 | 1 |
| Grant by Government ... | ... ,, | 3,803 | 3 | 11 |
| | Rs. | 18,814 | 0 | 0 |

In the Christian year 1867, corresponding with the Yezdezerdee era 1236."

એ પૂલની જમની બાજુપર મરહુમ સર જમશેદજીવાળા જુના પુલની પડી ભાગેલી નીશાંનો છે.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩૦ મી મેએ ૧૮૬૭.

ભીમજી ઉમરીગરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ૭૦૦૦) તથા સાસુ બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ રૂ૨૦૦૦) મળી રૂ૯૦૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.૧

તા૦ ૭ મી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—અરદેસર એદલજી ગીમા૨—ઉમર વર્ષ ૭૧) શેઠ એદલજી પેશતનજી રઈઆના દીકરા. એવણ પ્રથમમાં પોતાના મામા શેઠ ખરશેદજી માણેકજી સરાફનાં કંત્રાકટનાં કામોમાં પડેલા હતા. તે બાદ શેઠ ફરામજી બહમનજી સરાફ સાથે વાહણોને ખરના "શીપ ચાંડલરી" ના સામાનની દુકાન ઉઘાડી હતી. ઈ૦ સ૦ ૧૮૪૫ થી એવણે તે દુકાનમાંથી ભાગ છોડવી પરચુટણ વ્યાપાર કરવા માંડયો હતો.

તા૦ ૧૩ મી જુન.

શેઠ એદલજી મનજીભાઇ મોદીને નામદાર સરકારે અમદાવાદ જીલ્લાનાં સુનધા ગામના મુનસફ તરીકે નેમ્યા હતા.૩

તા૦ ૧૫ મી જુન.

રોજ ૨૬ માહ ૯ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—ખાંનસાહેબ દાદાભાઈ શાપુરજી૪—ઉમર વર્ષ ૬૯) એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૧૩ માં સુરતની સદર અદાલતમાં એક લખનાર તરીકે રહ્યા હતા. તે પછી વધતાં વધતાં ત્યાંના હેડ-કલાર્ક થયા હતા. ઈ૦ સ૦ ૧૮૩૫ માં એઓ થાંણા તથા કોકણ જીલ્લામાં કસટમ ખાતાંના ઈનસ્પેકટર નેમાયા હતા, અને ૧૮૩૭ ના અકટોબર માસમાં એમને સરસ નોકરી બજાવવા માટે સરકાર તરફથી એક સરપાવ બેટ મલ્યો હતો. તા૦ ૧૪ મી મારચ ૧૮૪૭ ને દીને નામદાર સરકારે એમની નોકરીનાં માન ખાતર "ખાંન સાહેબ" નો એલકાબ આપ્યો હતો. એજ શાલમાં એવણ ભીવંડીના સરકારકુન હતા, અને ત્યાંથી તા૦ ૨૭ મી મારચ ૧૮૪૭ થી સુરતની કસટમના ઈનસ્પેકટર તથા ૧૮૪૮ ના નવેમબર માસથી ઉરણ (કારંજા) ના સરકારકુન નેમાયા હતા. ૪૧) વર્ષ સુધી સરકારી નોકરી બજાવી એવણે ઈ૦ સ૦ ૧૮૫૪ થી પેનશન મેળવી મુંબઇ આવી એકાંત જીંદગી ગુજારી હતી. એવણનું મરણ મુંબઈ મધે નીપજયું હતું.

૧ જામે જમશેદ, તા૦ ૭ મી જુન ૧૮૬૭.

૨ શેઠ જાંગીરજી ડોશાભાઈ કરાકાના સસરા. એવણના બાપાવા શેઠ પેશતનજી ધનજી રઈઆ આગલા વખતની મુંબઇની પારસી પંચાતના એક અકાબર હતા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી જુન ૧૮૬૭.

૪ ખાનબાહદુર બેહરામજી દાદાભાઇ રેજીસ્ટારના બાવા. એવણના બાવા શેઠ શાપુરજી બેહરામજી પ્રથમમાં સુરત મધે ઈંગ્રેજ અમલદારોની અને તે બાદ બંખાતના નવાબની નોકરીમાં હતા.

તા૦ ૨૦ મી જુન.

નવસારી મધે માહરાંણી વિક્ટોરીઆનાં નામથી "વિકટોરીઆ ચારીટેબલ ડીસ્પેનસરી" નામનું ધર્મનું દવાખાંનું ઉઘાડવાને મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટે રૂ૭૫૦૦૦) પોતાની હૈયાતીમાં એલાહેદા કાઢયા હતા તે મધેથી નવસારી ખાતે કાલીઆવાડીમાં રૂ૧૦૩૫૯) ને ખરચે એક ઇમારત બંધાવી બાકીની રકમ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને માટે સરકારમાં અનામત રાખવામાં આવી હતી, અને તે દવાખાંનું ઈ૦ સ૦ ૧૮૬૨ થી ચાલુ થયું હતું. એ દવાખાંનાંપર નવસારીથી જવાનો રસ્તો ઘણો દીકટ હોવાથી તે આખો રસ્તો પાકો બાંધવાને ડાવેજર લેડી આવાંબાઇએ પોતાના ખાવંદ મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પુનને સારૂં રૂ૧૮૩૭૬) સરકારમાં આપ્યા હતા, અને બાકીના રૂ૩૭૬૬) તેમાં સરકારે ઉમેરીને રૂ૨૨૧૪૨) ને ખરચે આખો બંધાવી આએ શાલમાં પ્રજાને વાપડવાને ખોલી મુકયો હતો.૫

તા૦ ૨૫ મી જુન.

રોજ ૬ માહ ૧૦ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—દોરાબજી કુવરજી માજુ—ઉમર વર્ષ ૬૧) એવણ ઈ૦ સ૦ ૧૮૪૦ થી પોતાના ભાઈ શેઠ ખરશેદજી કુવરજી માજુ તથા વોહરા શમશુદીન શાદુલા સાથે ભાગમાં "દોરાબજી એંડ શમશુદીનની કું૦" નાં નામથી ઇંગ્રેજ બજારમાં મીલીનરીની મોટી દુકાન ચલાવતા હતા. તે બાદ તા૦ ૧૮ મી મેએ ૧૮૪૭ થી ઉપલા બંધે ભાગયાઓથી છુટા પડી પોતાનાં એખલાનાં નામથી નવી દુકાન ઉઘાડી વ્યાપાર ચલાવતા હતા.

૫ એ રસ્તાને નાકે નીચે મુજબની તખ્તી ઈંગ્રેજી તથા ગુજરાતીમાં મારવામાં આવીછે:—

"This Road
from the town of Nowsaree
To the Victoria Charitable Dispensary
at Kaliawari
was constructed partly at the expense of
Bye Awabye the Dowager Lady Jejeebhy
of Bombay
as a memorial of her late husband
Sir Jamsetjee Jejeebhoy the First Baronet,
and partly at the expense of the British Government,
under the supervision of Lieut. C. Mant, R. E.
Exec. Engr. Surat and Broach

| | | |
|---|---|---|
| Donation by Awabye the Dowager Lady Jejeebhoy ... ... ... ... ... ... | Rs. | 18,376 |
| Grant by Government ... ... ... ... | ,, | 3,766 |
| | | 22,142 |

In the Christion year 1867
Corresponding with the Yazdejardee æra 1236."

તા૦ ૮ મી જુલાઇ.

રોજ ૧૯ માહ ૧૦ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—શુનાંબાઇ તે રૂસતમજી જમશેદજી જીજી-ભાઇનાં ધણીઆંણી—(ઉમર વર્ષ ૪૨) એવણ ઈ૦ સ૦ ૧૮૩૬ માં પરણ્યાં હતાં, અને એક લાયક ભથારનાં લાયક બાયડી તરીકે પારસી ટોળામાં વખણાયલાં હતાં. પોતાના ભથારના સારા વખતમાં ગરીબ ગુરબાંઓને આસરો આપવામાં તથા ભથારની સાથેજ ઘણીક સખાવતો કરવામાં એવણ આગલ હતાં. આવા બળાપાના વખતમાં એ બાઇનાં મરણથી એમના ખાવંદ તથા કુટુંબ તરફ માન દેખાડવા માટે સઘળા પારસી દુકાનદારોએ પોતાનો ધંધો રોજગાર એક દાહડો બંધ રાખ્યો હતો, તથા "વડોદરા રેલવેની આફીશનાં સઘળાં ખાતાં મધે ચાકરી કરનારા પારશીઓએ આ કારણ માટે પોતાના વડાને એલતેમાસ કરીને એ આફીશ મધેનાં સઘળા પારશીઓ ગેર પરમદીને પોતાની ચાકરી ઉપર ગએઆ નહી હુતા, અને તેઓની એલતેમાસ તેઓનાં વડાએ વગર ઢીલે કબુલ રાખી હતી."[૨]

---

તા૦ ૧૦ મી જુલાઈ.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઇ તે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનાં ધણીઆંનીનાં ઉઠમણામો તેમનાં સાસુ બાઇ આવાંબાઇ તે ડાવેજર લેડી જમશેદજી જીજીભાઇએ રૂ૫૫૦૦) પારસી પંચાએતને લગતાં તથા રૂ૧૫૦૦) સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનને લગતાં ફંડોમાં મલી રૂ૭૦૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[૨]

---

તા૦ ૧૧ મી જુલાઇ.

સુરત જીલ્લાનાં કાલીઆવાડી ગામના મામલતદાર શેઠ રૂસતમજી ફરામજી કાલાપેશીનાંને અમદાવાદ જીલ્લાનાં ગોધ્રા ગામના મામલતદાર તરીકે નામદાર સરકારે નેમી, બીજા વર્ગના માજીસ્ત્રેટની સતા આપી હતી.[૩]

---

તા૦ ૨૪ મી જુલાઇ.

મુંબાઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટ નીકલ્યા પછી પેહલ વેહલો મુકદમો શેઠ રૂસતમજી ફરામજી બાતીગરા નામના એક પારસીએ પોતાની ધણીઆંની બાઇ પીરોજબાઇ સાંમે રાહતવાતની ફરીઆદીનો માંડયો હતો અને તે સાંભલી ગઇ તા૦ ૧૯ મી જાનેવારીએ તે બાઇને પોતાના ભથારને ઘર જવાનો નામદાર જડજે હુકમ કીધો હતો, પણ તે હુકમ પ્રમાણે તે બાઇ ફકત એક પખવાડીઉં પોતાના ખાવંદ સાથે રહી પોતાના બાપને ઘેર પાછી જતી રેહવાથી મજકુર રૂસ-તમજીએ તે બાઈ પર માટરીમોનીઅલ કોરટના હુકમને અપ-માંન આપવાનો વાંક મેલી પોલીસ કોરટમાં ઉભી કીધી હતી, જ્યાં ત્રિજા માજીસ્ત્રેટ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાએ તા૦ ૨૨ મી આપરેલ ૧૮૬૭ ને દીને ચુકાદો આપ્યો કે ઉપર જણાવેલાં માટરીમોનીઅલ કોરટનાં હોકમનામાંને તાબે નહિ થવાના વાંકની તપાસ કરવાનું કામ જે અસલ કોરટે તે હોકમનામું કીધું હોય તે કોરટનુંજછે, માજીસ્ત્રેટનો તે પર અમલ નથી. આ ઉપરથી વળી વાદીની તરફથી એવી કાયદાનો મુકદમો માજીસ્ત્રેટોથી સાંભલી શકાએ કે નહિ તે જાણવા માટે હાઇ કોરટને અરજ કીધી હતી, જેનો ફડચો નામદાર જડજો સર જોસફ આરનોલડ અને સર એમ. આર. વેસટરાપે કીધો કે શેઠ ડોશાભાઇ માજીસ્ત્રેટનો મજકુર ચુકાદો વાજબી અને વાંધા વગરનોછે, માટે વાદીએ એ મુકદમો પાછો માટરીમોનીઅલ કોરટમાજ લઇ જવો. એ પછી પરતીવાદી પીરોજબાઇએ તુરતજ માટરીમોનીઅલ કોરટમાં અરજ કીધી કે તેણી પોતાના ભથારને ત્યાં જઈ રેહવા પછી આજારી પડી, અને ત્યાં તેણીની બરાબર દવા દારૂ કીધી નહી, તથા તેણીની જનસ પાછી આપી નહિ અને માર માર્યો તેથી તેણીને તેનાં માબાપને ઘર રેહવાનો હોકમ કરવો. આ મુકદમો વળી નામદાર જસટીસ ટકર અને ૧૧ ડેલીગેટોની હજુરમાં છ દિવસ સુધી સાંભલ્યા બાદ બાઇએ પોતાના ખાવંદ પર મેલેલા આરોપો પુરવાર ન થવાથી તે ઉરાડી નાખવામાં આવ્યો હતો. જે પછી રૂસતમજી તરફથી પાછી ઉપર જણાવેલી કોરટનાં પેહલાં હોકમનામાંને બાઇએ તાબે નહિ થવાના વાંક બાબે અરજી કીધી હતી જે સાંભલીઆ પછી નામદાર જડજે આજ દીને જણાવ્યું કે ભથારે જ્યારે આટલું બધું કર્યુંછે ત્યારે તો છ માસ સુધી ખાંમોસી પકડવી જોઇએ કાંકે બાઈની તરફના ડાકટરોએ જણાવ્યું છે કે હાલ તે આજારીછે, પણ એટલી મુદત બાઇએ મુંબઇમાંજ રેહવા માટે રૂ૨૦૦૦)નો હાથમચકડો તથા રૂ૨૦૦૦)ના જામીન એક અઠવાડીઆંમાં કોરટને આપવા, નહિતો તે આજારી છતાં ભથારને ઘેર જવાનો એકદમ હોકમ કીધામાં આવશે.[૪]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૬૭.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૬૮.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી જુલાઇ ૧૮૬૭.

૪ જામે જમશેદ, તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૭

ઉપલી છ માસની મુદત પુરી થવા પછી પણ પીરોજ-બાઇએ ભથારને ઘેર જવાની ના પાડવાથી ભથાર તરફથી પાછી માટરીમોનીઅલ કોરટમાં જડજ મી૦ ટકરને તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને અરજ કરવામાં આવી હતી, જે વેળાએ બાઇની તરફથી જણાવવામાં આવ્યું હતુ કે તેણીને હીસટીરીઆનો મરજછે, અને ભથારની હાલત ગરીબ હોવાને લીધે તેનાથી તેણીની બરાબર માવજત થાઇ શકે નહિ, માટે બીજા છ માસની મુદત આપવી. નામદાર જડજે જણાવ્યું કે તેણીને જે છ માસની મુદત આગલ આપવામાં આવી હતી તે ફકત મેહરબાંનીની તરીકે હતી. તેના ભથારને તેણીને પોતાને ઘેર રાખવાનો હક છે, અને તેનાં સુખ દુખનો સાથી પણ તેજછે, માટે બાઇએ તેને ઘર જવું. બાઇ તરફથી જણાવવામાં આવ્યું કે પારસી કાએદા મુજબ જો એકજ વેળાએ એક માસ કેદ રાખી રૂ૨૦૦) નો દંડ લઇ તેણીનો

તા૦ ૩૧ મી જુલાઇ.

રોજ ૧૨ માહ ૧૨ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ નશરવાંનજી કામાજી—ઉમર વર્ષ ૬૦) શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીના વડા દીકરા. એવણ પ્રથમમાં શેઠ ડાશાભાઇ હોરમજજી ડોસાભાઉની સાથે ચીન ગયા હતા. તે પછી અતરે આવી થોડોક વ્યાપાર ચલાવી એકાંતપણે જીંદગી ગુજારી હતી.

તા૦ ૨ જી આગશટ.

રોજ ૧૪ માહ ૧૨ (ક૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ મેહરબાઈ તે શેઠ દોરાબજી નશરવાંનજી કામાજીનાં ધણીઆંણીનાં પાછલી રાતનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે રૂ૧૦૦૦) તથા દીકરા શેઠ હોરમજજી દોરાબજી કામાજીએ રૂ૫૦૦) મલી રૂ૧૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૩ જી આગશટ.

આજ દીને મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી કામાજીનાં પાછલી રાતનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૫ મી આગશટ.

શેઠ પેશતનજી રતનજી કોહલાએ લંડન મધે હિંદુસ્થાનમાં કારખાંનાં તથા સાંચાથી ઉદ્યોગનો ફેલાવો કરવા વિષે ઇંગ્રેજીમાં ૩૫૦ સફાનું એક મોટું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3] એ પુસ્તકમાં હિંદુસ્થાંનની જુદી જુદી મોટી ખુદરતી પેદાયશો, તેમની ખેતીવાડી, અને તેમને લગતાં કારખાંનાં તથા સાંચાઓનો ઘણોજ વીગતવાર હેવાલ તેમના નકશા તથા ચીતારો તેમજ આંકડા અને હીસાબોથી ખરી અને અમલમાં આવે એવી બીનાઓ સાથે આપ્યોછે.

તા૦ ૧૦ મી આગશટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ બેહરાંમજી ખરશેદજી બંગાલીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૫૦૦) તથા બેશીઓએ રૂ૧૫૦) મલી રૂ૬૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૭ મી આગશટ.

રોજ ૨૯ માહ ૧૧ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ એદલજી નશરવાંનજી મીસતરી (ભાતુશા) નાં ઉઠમણાંમાં તેવણના ભાઈ શેઠ દોરાબજી નશરવાંનજી મીસતરીએ રૂ૫૦૦) તથા બીજાં બેશીઓએ રૂ૧૯૫) મલી રૂ૬૯૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

તા૦ ૧૮ મી આગશટ.

સુરત મધે રૂસ્તમપરામાં એક રીડીંગ રૂમ સ્થાપવા માટે ત્યાંના જરથોસ્તીઓની એક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાને આપવા બાદ "ધી રૂસ્તમપરા જરથોસ્તી રીડીંગ રૂમ" સ્થાપવાનો ઠેડાવ થયો તથા તેના ખજાંનચી તરીકે સરનશીનનેજ નેમ્યા, અને એ લટાના ગરીબ જરથોસ્તીઓને વાંચવાનો માહવરો નહિ હોવાથી કેટલાક જવાંનીયાઓએ પોતાની ફુરસદે ત્યાં આવી લોકોને વાંચી સંભલાવવાનું માથે લીધું હતું.[6]

---

નીકાલ કીધામાં આવતો હોય તો ભથારને ઘર જવા કરતાં કેદખાંનાનું દુખ ખમવાને તેણી તૈયારછે. નામદાર જડજે જણાવ્યું કે કોરટનો હોકમ તોડવાને બાઇને જેલની સજા કરવામાં આવશે, અને તે ભોગવીઆ પછીબી જો તે ભથારને ઘેર જવાનો કોરટનો હોકમ તોડશે તો જેટલીવાર તે તોડશે તેટલીવાર તેને ફરી સજા થશે, પણ તે વિષેનો વિચાર કરવાની હાલમાં જરૂર નથી. હાલમાં તો તેણીને આજથી આઠ દીવસમાં ભથારને ઘેર જવાનો હોકમ કરવામાં આવેછે. એ પછી પીરોજબાઇ અંતે તા૦ ૨૩ મી ફેબરવાએ પોતાના ભથારને ઘર ગઇ હતી.

૧ સુરત ગોફતાર, તા૦ ૪ થી આગશટ ૧૮૬૭.

૨ સુરત ગોફતાર, તા૦ ૪ થી આગશટ ૧૮૬૭.

૩ "How to develope productive industry in India and the East. Mills and Factories for ginning, spinning, and weaving cotton; jute and silk manufactures; bleaching, dyeing, and calico printing works; sugar, paper, oil, and oil-glass manufactures; iron and timber workshops; corn-mills, etc., etc. With estimates and plans of Factories. Edited by P. R. Cola, late sole proprietor of the Arkwright Cotton Mills, Bombay. London: Virtue and Co. 1867."

૪ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૮૨૪ ના હીસાબની ચોપડી.

૫ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૮૨૪ ના હીસાબની ચોપડી.

૬ ગુજરાત મિત્ર, તા૦ ૨૫ મી આગશટ ૧૮૬૭.

એ રીડીંગ રૂમને માટે શેઠ અસપંદીઆરજી રતનજી શેઠનાએ પોતાનું મકાન ૧૭ વર્ષ ઇયાને ઇ૦ સ૦ ૧૮૮૪ સુધી મુફત વાપડવા આપ્યું હતું, તથા શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ રીડીંગ રૂમને માટે ફરનીચર લેવાને રૂ૨૦૦) પ્રથમમાં ભેટ આપ્યા હતા.

એ રીડીંગ રૂમના સરનશીન તથા ખજાંનચી તરીકે પ્રથમથી તે ઇ૦ સ૦ ૧૮૭૨ માં પોતાનાં મરણ સુધી દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણના, અને ૧૮૭૨ થી તે અત્યાર સુધી દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબપાલણના છે. શેકેટરી તરીકે પ્રથમથી તે ૧૮૬૯ સુધી શેઠ એદલજી બરજોરજી પટેલ, ૧૮૬૯ થી તે ૧૮૭૨ સુધી શેઠ પાલણજી બાપુજી શેઠના, ૧૮૭૨ થી તે ૧૮૭૪ સુધી શેઠ હોરમજજી નવરોજજી ગોરવાળા, ૧૮૭૪ થી તે ૧૮૭૮ સુધી પાછા

તા૦ ૧૯ મી આગશટ.

શેઠ મેહરાંમજી કાવશજી મોદીએ યજદજરદી ૧૨૩૭ નાં શાલનું પારસી કાલેનડર કેયાને પારસીઓને લગતી ખીનાનું ગુજરાતીમાં એક પંચાંગ પોતાનાં "દાદી પ્રેસ"માંથી બાહેર પાડયું હતું.[1]

---

તા૦ ૨૦ મી આગશટ.

શેઠ રૂસ્તમ ગોસ્તાસ્પ ઇરાંનીએ "રૂસ્તમી ગાયન" નામનું ગાયણનું એક ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[2]

---

તા૦ ૨૧ મી આગશટ.

શેઠ બેહરાંમજી પેશતનજી ઉનવાલાએ સઘળી જાતનાં ગાએનોનો સંગ્રહ કરી તેની એક મોટી ચોપડી "ગાએને દેલચમંન" નાં નામથી છપાવી પ્રગટ કીધી હતી.[3]

---

શેઠ એદલજી બરજોરજી પટેલ, અને ૧૮૭૮ થી તે અત્યાર સુધી શેઠ શોરાબજી હોરમજજી મોરી બેલીફ છે.

એ લાઇબ્રેરીનું નામ ઇ૦ સ૦ ૧૮૭૨ માં દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાં ઊઠમણાંમાં "રૂસ્તમપરા દસ્તુર ખુરશેદ લાઇબ્રેરી" કરી રાખવાનો ઠેડાવ થયો હતો, અને તે મુજબ હજુ સુધી એ નામથી તે ચાલેછે. વળી ઇ૦ સ૦ ૧૮૮૪ થી સુરત મ્યુનીસીપાલીટી તરફથી એ લાઇબ્રેરીને દર શાલ રૂ૧૨૦) ગ્રાંટ-ઇન-એડ તરીકે મલેછે. એ ઊપરાંત એ લાઇબ્રેરીને માટે ઇ૦ સ૦ ૧૮૮૬ માં રૂસ્તમપરામાં એક મકાંન રૂ૧૫૦૭—૩—૯ ખરચી બાંધાવ્યુંછે, અને તે રકમ ખજાંનચી દસ્તુર દારાબજી ખુરશેદજીએ વગર વ્યાજે ધીરી હતી, અને તે દર વર્ષે લાઇબ્રેરીને મલતી ગ્રાંટમાંથી ખાંચે ખાંચે આપતાં ૧૮૯૩ ના મારચ માસની આખરી સુધી તેમના રૂ૮૧૭—૫—૩ લાઇબ્રેરીપર નીકલતા હતા. એ લાઇબ્રેરીની પુંજી ઘણી નાબલી હેયાને તા૦ ૩૧ મી મારચ ૧૮૯૩ સુધી ફકત રૂ૪૦૦) ને આસરેની હતી.

૧ "પારશી કેઆલંડર. પેહેલીવાર છપાઇ બાહેર પડીઊંછે. તેમો કદમી તથા શેહેનશાહી પારશીઓનાં રોજ, માહા, જશનો, તથા ધહમબારોનો ખોલાશો અને એ વતરોગે લગન તથા તલાકને લગતા ધારા વીગરે દાખલ કીધુંછે. બનાવનાર, બેહેરાંમજી કાવશજી. મુંબઇ મધે દાદી પરેશમો છાપીઊંછે. સને ૧૨૩૭ ઇઅજદજરદી. સને ૧૮૬૭ ઇસવી."

એ કાલેનડર લાગત પાંચ વર્ષ સુધી દર શાલ પ્રગટ થયું હતું.

૨ "રૂસ્તમી ગાયન, બા૦ બો. કર્ત્તા, રૂસ્તમ ઇરાની. મુંબઇ, યુનિયન પ્રેસ; ૧૮૬૭."

૩ "ગાએને દેલચમંન. એવે નાંમની શરવે જાતનાં ગાએનોની ચોપડી. તેહુમો ગજલો, રેખતાવો, તથા શંગલી જાતનાં ફકીરી ગાએનો, તથા પદો તથા (૧૭) તરેહનાં ગણુંજ દીલને ખુશ કરનારાં ગાએનો તેહુમો (ખીઆલો) (તપાવો) (ઘુમરીઓ) (ધુરપદો) (તીલાણાંવો) તથા શંગલી મલીને ૨૫૯ (હોરીઓ) તથા શંગલાં મલારીનાં ગાએનો, તથા કલગીર તોરાનાં ઊરદુ ગાએનો, એ શરવેમો શંગરહ કરીને આ એકજ ચોપડી મધે દાખલ કરીઊંછે. પેહેલીવાર. અંગરેજી તથા ગુજરાતી "જામ પરીનટીંગ" છાપાખાણાંમો છાપીછે. શને ૧૮૬૭."

તા૦ ૨૯ મી આગશટ.

શેઠ મેહરજીભાઇ બાપુજી વીકાજીને અતરેની કસટમના બીજા વર્ગના કામચલાઉ આસીસ્ટંટ કમીશનર તથા બેડાના સદર અમીન ખાંનસાહેબ દીનશાહજી પેશુતનજી દસ્તુર કામદીનને અમદાવાદના કામચલાઉ પ્રીનસીપાલ સદર અમીન તરીકે સરકારે નેમ્યા હતા.[4]

---

તા૦ ૧ લી સપટેમબર.

શેઠ રૂસતમજી અરદેસર વાડીઆને નામદાર સરકારે અતરેની ગોદીના આસીસ્ટંટ માસટર બીલડર નેમ્યા હતા.[5]

---

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ મેહરવાંનજી વાડીઆ[6]—ઉમર વર્ષ ૫૭) શેઠ મેહરવાંનજી હીરજીભાઇ વાડીઆના બીજા દીકરા. એવણ પ્રથમમાં મી૦ જાન ઉલરની કંપનીમાં ૨૦) વર્ષ સુધી ગોડાઉનકીપર હતા. તે પછી પોતાના ભાઇઓની સાથે ઇ૦ સ૦ ૧૮૫૫ થી "ડાશાભાઇ મેહરવાંનજીની કું૦" નાં નામથી ચાલતી પેહડીના એક ભાગયા થયા હતા. એ પેહડી અમેરીકાની સરકારની પણ આડત ચલાવતી હતી.

---

તા૦ ૧૧ મી સપટેમબર.

રોજ ૨૪ માહ ૧૨ (શે૦) ૧૨૩૬ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ નવાજબાઇ તે શેઠ બરજોરજી નવરોજજી દાદીબરજોરનાં પેહલીવારનાં ધણીઆંની અને શેઠ ફરાંમજી નવરોજજી બેબકુ અથવા ભાઇસાહેબનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ૨૭૫) તથા મામાઓ મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના સાહેબજાદાઓએ રૂ૩૭૫) અને બીજાં એશીઓએ રૂ૩૦) મલી રૂ૬૮૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

---

તા૦ ૨૩ મી સપટેમબર.

રોજ ૧ માહા ૧ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—હોરમજજી રૂસતમજી કરાકા[8]—ઉમર વર્ષ ૬૪) શેઠ રૂસતમજી બેહરાંમજી કરાકાના દીકરા. એવણે ૩૫) વર્ષ સુધી ગુજરાત મધે કમીશરીએટ ખાતાંમાં નોકરી કરી હતી,

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૯ મી આગશટ ૧૮૬૭.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩ જી અકટોબર ૧૮૬૭.

૬ મરહુમ ખાંનબાહદુર જમશેદજી ધનજીભાઇ વાડીઆ અને શેઠ શોરાબજી ધનજીભાઇ વાડીઆના બાવા.

૭ મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૨૪ ના હીસાબની ચોપડી.

૮ મરહુમ શેઠો દીનશાહ અને બેહરાંમજી તથા ખાંન બાહદુર ધનજીશાહ હોરમજજી કરાકાના બાવા.

તેમાં લાંબી મુદત સુધી રાજકોટ અને તે બાદ અમદાવાદમાં કમીશનરીએટ ખાતાંમા હેડ-કલાર્ક હતા. એવણનું મરણ પણ અમદાવાદ મધેજ નીપજયું હતું.

તા૦ ૨૮ મી સપટેમબર.

દસ્તુર એરચજી શેરાબજી મેહરજીરાંણાએ આજ રાત્રે કાંદાવાલા મોહલામાંની મરહુમ શેઠ નશરવાંનજી હીરજીભાઇ કરાંનીવાલી દરેમેહરમાં એ૦ હોરમજજી માણેકજી શીંગારાએ કરેલાં જશનની મીજલસમાં ખોરદાદશાલની બુજર્ગી વિષે એક વાએજ કરી સંભલાવી હતી.[1]

તા૦ ૩ જી અકટોબર.

શેઠ માણેકજી એદલજીને શોલાપુર ખાતે લાઇસંસ ટાકસ ઉઘરાવનાર સ્પેશીઅલ આફીસર નેમ્યા હતા.[2]

તા૦ ૪ થી અકટોબર.

મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૨૦ મી અકટોબર ૧૮૬૫ થી તે તા૦ ૭ મી નવેમબર ૧૮૬૬ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનામાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલા હીસાબની બાકીના રૂ૪૨૩૯૪૦ાાપાા ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૭૬૬૯૬ાર૩ ની આવક થઇ હતી, અને ખરચ રૂ૫૨૧૬૫)૭ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૪૪૮૪૭૧ાાર૧ાા તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[3] રૂ૬૦૨૧૬ા૭૪ મળી કુલે રૂ૧૦૫૦૬૩૯ા)ાા બાકી હતા.

તા૦ ૧૦ મી અકટોબર.

દફતર આશકારા છાપાખાનાંના માલેકોએ જાણીતી ઇંગ્રેજી કેતાબ ગુલીવરની મુસાફરીના ૧ લા ભાગ (લીલીપટનાં વેંહેતીઆં) ના ગુજરાતી તરજુમાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[4] એ તરજુમો શેઠ અરદેશર મેહરવાંનજી મરજબાંને કીધો હતો.

તા૦ ૧૫ મી અકટોબર.

શેઠ દારાશાહ શેરાબજી તારાપોરવાલાએ "એક જુવાન પારસી" નાં તખલ્લોસથી "વરજીનીઆ" ઇયાને વીલાયતની એક ગોરી ગોલામડી એવે નામનું એક પુસ્તક ઇંગ્રેજીપરથી ગુજરાતીમાં તરજુમો કરી પ્રગટ કીધું.[5]

તા૦ ૨૩ મી અકટોબર.

રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૩૭ યજદજરદી.

**મરણ**—ઓદાબક્ષ ફરાંમરોજ દસ્તુર કામદીનના[6]—ઉમર વર્ષ ૪૪) શેઠ ફરાંમરોજ જમશેદજી દસ્તુર કામદીનના વડા દીકરા. એવણ પ્રથમ ઇ૦ સ૦ ૧૮૫૦ માં સુરતનાં કસટમ ખાતાંમાં આસીસ્ટંટ દરોગા તરીકે રહયા હતા. તે પછી સુરત જીલ્લાનાં જલાલપોરમાં ફોજદાર નેમાયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૦ માં સરકારી નોકરી છોડી વડોડરા રેલવે અને તે બાદ નવી કારવાર રેલવેમાં પે-માસટર થયા હતા. ત્યાંથી ઇ૦ સ૦ ૧૮૬૫ માં નાગપોરના પોલીસ ઇનસ્પેકટર તરીકે નેમાઇને ગયા હતા, અને બે વર્ષમાં ત્યાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૨૪ મી અકટોરબર.

રોજ ૨ માહ ૨ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—રતનજી ખરશેદજી કેરાંવાલા—ઉમર વર્ષ ૭૫) એવણ ઇ૦ સ૦ ૧૮૨૦ થી પોતાના ભાઇ શેઠ નશરવાંનજી

---

૧ જામે જમશેદ, તા૦ ૨ જી અકટોબર ૧૮૬૭.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૩ જી અકટોબર ૧૮૬૭.

૩ પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૨૮) ખાતાં ઉપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઉમેરાયુંછે. તેની વીગત એ કે ઓનરેબલ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ તા૦ ૨૩ મી નવેમબર ૧૮૬૫ ને દીને સુરત મધેની જરથોસ્તી પારસી મદરેશાનાં ફંડ મધે પોતાની તરફથી રૂ૬૦૦૦) ઉમેરી તે તથા એ ફંડ ખાતે આગલ સુરત તેમજ મુંબઇમાં ભરાયલા રૂ૨૨૩૧ાા૧૮ રોકડા તથા વ્યાજ વાપડવાની સરતથી શેઠ દીનશાહજી માણેકજી પીટીટે આગલ આપેલી રૂ૫૦૦) ની સરકારી નોટ, તથા શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે આપેલી બીજી રૂ૫૦૦) ની સરકારી નોટ, તથા શેઠો દાદાભાઇ, ધનજીભાઇ, ખુરશેદજી, અને દોરાબજી નશરવાંનજી કામાજીએ પોતાનાં માતાજી મરહુમ બાઇ ધનાંબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવાનાં પુનને માટે આપેલી રૂ૧૦૦૦) ની સરકારી નોટ મળી રૂ૧૦૨૩૧ા૧૮ ની રકમ તરસ્ટીઓ પર મોકલી તે રકમનું "શ્રી સુરતની જરતોશતી પારસી મદરેશાનાં ફંડનું ખાતું" એવે નામનું જુદું ખાતું પાડી તેનું જે વ્યાજ ઉપજે તે મધેથી એ મદરેશાને લગતો ખરચ દર વર્ષે કરવાનો બંદોબસ્ત કીધો હતો.

એજ મુજબ શેઠ બીખાજીભાઇ માણેકજી બનાજીએ પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી લીમજી બનાજીનાં પુનને સારૂ રૂ૫૦૦૦) ની સરકારી નોટ તેનું વ્યાજ મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવાનાં ફંડમાં વાપડવાને તરસ્ટીઓનાં નામપર ચઢાવી આગલ બોમ્બે બેંક મધે અનામત મેલેલી હતી તે નોટ ત્યાંથી ઉપાડી લઇ તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૬૫ ને દીને તરસ્ટીઓના હસ્તકમાં આપી તેનું વ્યાજ એજ ફંડ ખાતે દર વર્ષે વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

૪ "ગુલીવરની મુસાફરી. ભાગ ૧ લો. લીલીપટનાં વેંહેતીઆં, ઇઆને ગુલીવર નામના મુસાફરે લીલીપટ દેશનાં વેંહેતીઆં માણસોમાં કીધેલી મુસાફરીનો ગુજરાતી તરજુમો. મુંબઇ, દફતર આશકારા પરેસ, ૧૮૬૭."

૫ "વરજીનીઆ, ઇયાને વીલાયતની એક ગોરી ગોલામડી. (એક ઇંગ્રેજી કેતાબ ઉપરથી) બનાવનાર, એક "જુવાન પારસી" મુંબઇ મધે ઇમપીરીઅલ પ્રેસમાં નવરોજજી ફરદુનજીએ છાપીછે. ૧૮૬૭."

૬ ભરૂચવાલા શેઠ જમશેદજી બેહરામજી દસ્તુરના બાવા.

મેસ[illegible] એદલજી ખરશેદજી આંતીઆ, કુવરજી કાવશજી હાથીખાડે, બેજનજી કાવશજી સેતારેવાલા વગેરેની શહીઓ હતી. જે પછી પાંન ગોલાબ લઇ મીજલસ બરખાસ્ત થાઇ હતી.[૧]

---

તા૦ ૨૭ મી જાનેવારી.

આકોલા મધે દેશપ્રદેશના હુનર તથા કારીગરીનું એક સંગ્રહસ્થાંન આજ દીને બીરારના કમીશનર મી૦ આલફ્રેડ લાયલે મોટી ધામધુમ સાથે ઉઘાડયું હતું, અને તે તા૦ ૩ જી ફેબરવારી સુધી ખોલ્લું મુકવામાં આવ્યું હતું. એટલા દિવસો ત્યાં ભારે ધામધુમ મચી રહી હતી. એ સંગ્રહસ્થાનમાં અપાયલાં સંખ્યાબંધ ઇનામોમાં આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાનાને સરશ રૂઇના નમુનાને માટે એક રૂપાનો ચાંદ તથા દફતર આશકારા છાપખાંનાના માલેકો શેઠો બેહરાંમજી ફરદુનજી (મરજબાંન) ની કુંપનીને સરૂથી સારી છપાઇને માટે "સરટીફીકેટ ઑફ મેરીટ" મલી હતી.[૨]

---

તા૦ ૧ લી ફેબરવારી.

આજ દીને "ધી કુવીન, ધી લેડીસ ન્યુસપેપર" નાંમનાં લંડનનાં એક અઠવાડીક પત્રમાં મુંબઇવાલા શેઠ માણેકજી ખરશેદજી સરાફની બે બેટીઓ બાઈ આઇમાંએ તે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં ધણીઆંની, તથા બાઇ શીરીનબાઇની તસવીરો, તથા તેણીઓએ લખેલી ઇંગ્રેજી કેળવણીની હકીકત છપાઇ હતી.

---

તા૦ ૨ જી ફેબરવારી.

શેઠ શોરાબજી ખરશેદજી ઇજનેરે "સનડે રીવ્યુ" નામનું દર અઠવાડીઆંના રવીવારે પ્રગટ થતું એક ગુજરાતી વર્તમાન પત્ર આજ દીનથી પરવરતાવવા માડયું હતું.[૩]

---

તા૦ ૩ જી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૫ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

નવસારી મધે એ૦ કાવશજી શોરાબજી બેદવારે ત્યાંના જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને તથા પારસી મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાલા પોતાનાં મમાઈ મરહુમ બાઇ કુવરબાઇ તે આ૦ દાદાભાઇ નશરવાંનજી બેદવારનાં ધણીઆંનીનાં પુનને માટે બંધાવી આજ દીને તેને ખોલ્લી મુકવાનું જશન કીધું હતુ. એ મકાંનનું નામ એ૦ કાવશજીએ પોતાના બાવા એ૦ શોરાબજી પાલણજી બેદવારનાં નામ ઉપરથી "શોરાબ બાગ" કરી રાખ્યું હતું, તથા તેની મરામતને માટે રૂ૨૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી હતી. એ મકાંન બંધાયાની ખુશાલીમાં એવણે બીજે દીને નવસારીમાં ગામના તમામ જરથોસ્તી મરદોની તથા ત્રિજે દીને ઓરતોની નેઆત જમાડી હતી.[૪]

---

[૧] જામે જમશેદ, તા૦ ૩૧ મી જાનેવારી અને ૬ થી ફ્રેબરવારી ૧૮૬૮.

એજ મુજબ પુણાંની જરથોસ્તી અંજુમન તરફનું માનપત્ર જે મોટી ધામધુમ સાથે દસ્તુરજીને આપવામાં આવનાર હતું, તે દસ્તુરજીના એકપુત્ર બેટા એ૦ આદરબાદ દસ્તુર નશરવાંનજીનાં ગઇ તા૦ ૧૫ મી મારચે થયલાં અકાલ તથા ગમગીની ભરેલાં મરણને લીધે ધામધુમથી ન આપતાં તા૦ ૮ મી જુન ૧૮૬૮ ને દીને પુણાંની મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલની દરેમેહરની શાલગરેહનાં જશનની મીજલસમાં એ માનપત્ર તથા પરસ આપવા બાબે થાયલી કમીટીના સરનશીન શેઠ હોરમજજી દોરાબજી ચીનાઇએ વાંચી સંભલાવી પુણાં મધે એકઠા થયલા રૂ૨૦૦૦) ની પરસ સાથે દસ્તુરજીને અનાયત કીધું હતું. તેજ મુજબ ઉપલી કમીટીના શેક્રેટરી શેઠ શોરાબજી જાંગીરજી ચીનાઇની મારફતે આવેલાં નવસારી, વીઆરાસુનધડ, તારાપોર, કલીઆંણી, શોલાપુર (શેઆલ સાથે), બીરાર (ચાંદીનો સટ તથા શેઆલ સાથે), મઊ (સુનાં રૂપાંના દાણાની તશબી તથા શેઆલ સાથે), ઇંડોર (રૂપાંનાં કલમદાંન સાથે), નીમચ (શેઆલ સાથે), નશીરાબાદ (શેઆલ સાથે) થી આવેલાં માનપત્રો પણ તેવણે એજ મીજલસમાં એનાયત કીધાં હતાં, જે સર્વેનો દસ્તુરજીએ ઘટતો જવાબ વાલ્યા બાદ ચાશની કરી મીજલસ બરખાસ્ત થાઇ હતી.

એ પછી કલકતેથી શેઠ ધનજીભાઇ બેહરાંમજી મેહતા તથા બીજા જરથોસ્તીઓની શહી સાથનું એક માનપત્ર તથા રૂપાંનું આફરંગાંનીઊ દસ્તુરજીને ભેટ આપવા માટે પુણાં મધે શેઠ શોરાબજી જાંગીરજી ચીનાઇવાલા "જાંગીર હાલ" માં તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૬૮ ને દીને જરથોસ્તીઓની સભા મલી હતી. ત્યાં શેઠ હોરમજજી દોરાબજી ચીનાઇએ ઉપલું માનપત્ર વાંચી સંભલાવી તે ભેટ કીધું હતું, જેનો દસ્તુરજીએ જવાબ વાંચી સંભલાવ્યા બાદ પાંનગોલાબ લઇ મીજલસ બરખાસ્ત થાઇ હતી.

[૨] રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૮.

એ સંગ્રહસ્થાંન વેળાએ પારસીઓની ઘણી જહારત આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસ્પઆશાનાએ કીધી હતી તે વિષે ઉપલાંજ રાસ્ત ગોફતારમાં આકોલાનો ખબરપત્રી લખેછે કે—

"શંગરશથાનના દીવશમો જે કોઇ જરથોશતીઓ અતરે મુંબઇથી તથા પુણેથી આવીઆ હતા તેઓમાંના ઘણાએક સાહેબોએ ભાઇ બહમનજી આશીશટંટ કમીશનરના બંગલામો ઊતારો લીધો હતો અને તાંહાં શરવે રીતે અછી જહારત થઇછે, આએ વખતે તક લઇને કહુંછું કે કોઇબી જરથોશતી મુશ્કીલ ઇઆ મોટો જે એવણને તાંહાં જાએછે તેને સરખી રાહે જહારત લીધાંમો આવેછે. એ ભાઇ ઘણાજ ભોલા, સાદા તેમજ ચંચલછે. પોતાના મોટા ઓધાની કશીબી મગરૂરી વગર પોતાની કોમને ઘણુંજ સારૂં લાગે તે માફક કામ બજાવેછે."

[૩] એ પત્ર ઈ૦ સ૦ ૧૮૭૧ સુધી ચાલુ રહયું હતું.

[૪] મુંબઇ સમાચાર, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૮.

એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"આએ મેકાનનું નામ શોરાબ બાગ કરીને રાખીઊંછે.
"તે મુમબાઇના રેવાશી આ૦ કાવસજી શોરાબજી બેદવારે
"પોતાનાં મમાઇ કુવરબાઇ તે આ૦ દાદાભાઇ નશરેવાંનજી

### તા૦ ૫ મી ફેબરવારી.

વાંસડાથી બે કોશ દુર મવાસ ગામમાં નવસારીના એક પારસી આ૦ હોરમજજી એદલજી કોટવાલે એક મોટો વાઘ માર્યો હતો, જે માટે તેમને વાંસડાની સરકાર તરફથી રૂ૧૨) નું ઈનામ મલ્યું હતું. એ શેઠ હોરમજજી વાઘના શીકારના ઘણા શોખીલાછે, અને તેઓએ ઈ૦ સ૦ ૧૮૫૪ થી તે અત્યાર સુધીમાં વીશેક વાઘ માર્યા હતા.[1]

---

### તા૦ ૬ થી ફેબરવારી.

શેઠ નશરવાંનજી દોરાબજી આપઅખતીઆરે "ઇઅ-જદાં પરસ્ત" નામનું જરથોસ્તી ધર્મનાં સુખો અને સત જરથોસ્તનાં ફરમાંનો તેમજ જરથોસ્તી ટોલાની નીતિ, સંસાર અને કેળવણીને લગતી બીનાઓ તથા સુચનાઓનું દર બેસપતવારે પ્રગટ થતું એક વર્ત્તમાન પત્ર આજ દીનથી પરવરતાવવા માડયું હતું.[2]

---

### તા૦ ૭ મી ફેબરવારી.

શેઠ માણેકજી કાવશજી એંટીને પંચમાહલના ડીસ્ટ્રી-કટ ડેપ્યુટી કલેક્ટર અને શેઠ શોરાબજી જાંગીરજી તાલિયાર-ખાંનને ગુજરાતના સબ આસીસ્ટંટ સેટલમેંટ આફીસર તરીકે મુંબઈની સરકારે કાયમ કીધા હતા.[3]

---

### તા૦ ૧૦ મી ફેબરવારી.

જરમનીવાલા ડાક્ટર ફેડરીક સ્પીગલે અવસ્તા પર શરેહનાં બાહેર પાડવા ધારેલાં ત્રણ દફતરોમાં વંદીદાદની શરેહનું પેહલું દફતર ઈ૦ સ૦ ૧૮૬૪ ના ડીસેમબર માસમાં તથા બીજું વીસ્પરદ, ઇજશને અને ખોરદેહ અવસ્તાની શરેહનું હાલમાં છપાવી પ્રગટ કીધું હતું.[4]

---

### તા૦ ૧૩ મી ફેબરવારી.

સુરતના એક મ્યુનીસીપાલ કમીશનર ડાક્ટર માણે-કજી બશુબાંજીને નામદાર સરકારે સુરતના એક હાનરરી માજીસ્ટ્રેટ નેમી ત્યાંના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ટ્રે-ટની સત્તા આપી હતી.[5]

---

### તા૦ ૧૮ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હીરજીભાઈ એદલજી મારીસ[6]નાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૪૦૦), બાવા શેઠ એદલજી બહમનજી મારીસે રૂ૪૦૦), ભાઈ શેઠ મનચેરજી એદલજી મારીસે રૂ૨૦૦), તથા બીજા એશીઓએ રૂ૨૩૫) મલી રૂ૧૨૩૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

---

### તા૦ ૨૧ મી ફેબરવારી.

રોજ ૨ માહા ૬ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—ડાશાભાઈ ખરશેદજી વાડીઆ—ઉમર વર્ષ ૭૧) શેઠ ખરશેદજી ફરાંમજી વાડીઆના વડા દીકરા. એવણ પેહલવેહલા અતરેની સરકારી ગોદીમાં "આસીસ્ટંટ બીલ્ડર" તરીકે રહયા હતા. ત્યાંથી વીશ વરસે ઈ૦ સ૦ ૧૮૪૦ માં પોતાની ખુશીથી ઓહદો છોડી પોતાના મામા શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆની પેહડીપર વડા મુનીમ તરીકે રહયા હતા. ઈ૦ સ૦ ૧૮૪૩ માં શેઠ જાંગીરજીનાં મરણથી એજ શાલની તા૦ ૧ લી જુનથી શેઠો અરદેસર ફરાંમજી દાવર અને રૂસતમજી બરજોરજી મોદી સાથે "અરદેસર ડાશાભાઈની કું૦" નાં નામથી પેહડી ઉઘાડી વ્યાપાર તથા ફ્રેન્ચ અને અમેરીકન સરકારની આડતનું કામ ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૦ માં તે પેહડી બંધ કરી મોનશીયો તુચની સાથે "ડાશાભાઈ ખરશેદજીની કું૦" નાં નામથી ફ્રાંનસ સાથનો વ્યાપાર તથા તે સરકારની અતરે આવતી મનવારોની આડત કરવાનું શરૂ કીધું હતું.

---

"ભેંદવારનાં ધનીઆનીનાં પુનને શારૂ શ્રી નોશારી કશાબા
"મધે શરવે જરથોશતીઓને વાપરવા શારૂ બનશાવેઓછે.
"રોજ ૧૪ મો ગોશ ઇજદ માહા ૫ મો અમરદાદ અમ-
"શાશપંદ શેહનશાઇ, માહ ૬ થો શરેવર અમશાશપંદ કદમી
"શને ૧૨૩૭ એજદેજરદી તા૦ ૭ જી ફેબરવારી શને ૧૬૬૮
"ઇંગરેજી શંવત ૧૯૨૪ ના માહ સુદ ૧૦ ને વાર શોમે."

૧ મુંબઈ સમાચાર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૬૮.

૨ એ પત્રમાં દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા પ્રથમમાં થોડાક માસ ધર્મ સંબંધી લખાંણ મોકલતા હતા, પણ તેવણે એજ શાલના નવેમબર માસમાં વર્તમાન પત્રોમાં એક પત્ર લખી એ પત્ર સાથ પોતાનો કસ્સો સંબંધ નથી એમ જાહેર કીધું હતું. એ પછી કેટલીક મુદત સુધી એમાં દસ્તુર જામશેદજી શોરાબજી કુકાદારૂએ ધર્મ સંબંધી લખાંણો કીધાં હતાં. પાછળથી એ પત્ર દર બેસપતવારને બદલે રવીવારે પ્રગટ થવા લાગું હતું, અને તે શેઠ નશરવાંનજી દોરાબજી આપઅખતીઆરે ઈ૦ સ૦ ૧૮૭૮ માં પોતાનાં મરણ સુધી પોતે ચલાવ્યું હતું, અને તે બાદ તેમના ભત્રિજા શેઠ બરજોરજી નવરોજજી આપઅખતીઆરે તે દશ વર્ષ સુધી-ચલાવી તા૦ ૨૨ મી જુન ૧૮૮૯ થી બંધ કીધું હતું.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી જુન ૧૮૬૮.

૪ "Commentar über Das Avesta. von, Friedrich Spiegel. Zweiter Band. Vispered, yacna und Khorda-Avesta, Wien, 1868."

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૩ મી ફેબરવારી ૧૮૬૮.

૬ એવણ કોટ મધે દેવલવાલા મોહલ્લામાં પોતાના બાપનાં ઘેરની ચરાવત થતી હતી તે જોવાને પાસેની ગલીમાં બાંધેલી પરાંચ ઊપર ચહડયા હતા તેવામાં ઊપરથી પગ છટક-વાથી ૧૮ ફીટની ઊંચાઈએથી નીચે જમીન ઊપર તુટી પડયા હતા, અને એક માસ લગન તેની ઇજા ભોગવી મરણ પામ્યા હતા.

૭ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૮.

ઈ૦ [illegible]૮૫૨ માં ફ્રાન્સની સરકારનાં અતરે આવતાં વાહણો તથા તેમના કાફલાઓને કીમતી મદદ કરવા માટે એ સરકાર તરફથી એવણને પેહલા વર્ગનો એક સોનાંનો ચાંદ ભેટ મલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૪૪ થી અતરેની મેશરસ જારજ પાલિકસરીનની કું૦ની દલાલીનું કામ પણ એવણ ચલાવતા હતા.

---

### તા૦ ૨૨ મી ફેબરવારી.

શેઠ જેહાંગીરજી મેહરવાંનજી પલીડરે આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં જરથોસ્તીઓની એક મોટી મીજલસ હજુર "ધરમ" ઉપર એક વાએજ કરી સંભલાવી હતી.[૧]

---

### તા૦ ૨૨ મી ફેબરવારી.

આજ દીને મધરાતનાં મુંબઈના કોટ મધે માપલાની પોરમાં એક ભયંકાર આગ લાગી હતી જેથી એ પોરમાં આવેલી શેઠો મનચેરજી બહમનજી પંથકી, હોરમજજી પેશતનજી બાટલીવાલાના છોકરાઓ, રતનજી એદલજી બાટલીવાલા, શેરાંબજી રૂસતમજી બાલીવાલાના છોકરાઓ, મેહરવાંનજી ખરશેદજી ઘડીઆલી, નશરવાંનજી કુવરજી બાટલીવાલા, અને હોરમજજી એદલજી માડનની વખારો બળી જવાથી તેમને આસરે રૂ૭૫૦૦૦૦) નું નુકસાંન થયું હતું. એ આગ હોલવવામાં પુષ્કળ પારસીઓએ જાંન ફેશાંનીથી મેહનત કીધી હતી, જેઓમાં મુખીઅ શેઠો શાપુરજી પેશતનજી માકાબચાના, હોરમજજી શાપુરજી પાવરી પોતાના પારસી મજુરોની આખી પલટણ સાથે, પોલીસના જમાદાર આ૦ શેરાબજી બેહરાંમજી કાંગા, જમશેદજી શેરાબજી માડન, ખરશેદજી શેરાબજી કાતરક અને ધનજીભાઈ શેરાબજી કાતરક હતા. આ આગથી કોટના પારસીઓમાં મોટો ખભરાત તથા દેહશત ફેલાઈ હતી.[૨]

### તા૦ ૨૩ મી ફેબરવારી.

દમણ મધે શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોતાના દીકરા શેઠ શેરાબજી તથા બીજાં બેશીઓનાં બાળકોનાં લગન કીધાં તેની ખુશાલીમાં દમણના ગવરનર તથા બીજા સર્વે પોરટુગીજ અમલદારોને આજ રાત્રે એક બોલ આપ્યો હતો.[૩]

---

### તા૦ ૨૪ મી ફેબરવારી.

મુંબઈ મધે હુનર તથા કારીગરીની જીનસોનું એક પ્રદર્શણ આજ દીને નવી બંધાયલી ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાં મધે ઉંઘાડવામાં તથા એ ઇનસ્ટીટયુટને પણ ખોલ્લો મુકવાની ક્રિઆ કરવામાં આવી હતી. પ્રથમમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટે ઉઠી નામદાર ગવરનરની ગેરહાજરીમાં એ ક્રિઆ કરવાને હાનરેબલ બી. એચ. એલીસને અરજ કીધી, અને તેમ કરતાં પ્રદર્શણ ઉભું કરવાને લગતી કેટલીક વીગત કહી સંભલાવી. એ પછી હાનરેબલ મી૦ એલીસે એક સુભાખીત ભાષાણ કરી પ્રદર્શણ તથા ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટ ખોલ્લી મુકેલી જાહેર કીધી હતી. જે બાદ સઘળાઓ પ્રદર્શણમાં મુકેલી ચીજો જોવાને મંડી ગયા હતા.[૪]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૮.

એ વાએજનું એક ચોપાનયું નીચલાં નામથી એજ શાલના આપરેલ માસમાં પ્રગટ કરવામાં આવ્યું હતું :—

"ધરમ ઉપર વાહાજ. ભાઈ જાંહાંગીર મેહેરવાંનજીએ મરહુમ સેઠ કાવસજી બેહેરાંમજીનાં આતશબેહેરાંમનાં મકાંન ઉપર શેહેનશાહી રોજ ૭ જો અરદીબેહેશત, માહા ૬ ઠો શેહેરેવર સને ૧૨૩૭ ઇઅજદજરદીને દીને જરતોશતી અંજુમન આગલ ધરમ ઉપર કીધેલી વાહાજ. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપીછે. એપરેલ ૧૮૬૮."

૨ જામે જમશેદ, તા૦ ૨૪ અને ૨૮ મી ફેબરવારી ૧૮૬૮.

એ આગ હોલવવામાં મદદ કરનારાં પોલીસ અને ફાએર બ્રીગેડનાં માણસોને વેહચી આપવા માટે શેઠ રતનજી એદલજી બાટલીવાલાએ રૂ૫૦૦) ની રકમ તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને મ્યુનીસીપાલ કમીશનર મી૦ આરથર કારફડની મારફતે પોલીશ કમીશનર ઉપર મોકલી આપી હતી. એજ મુજબ ડાકટર એદલજી નશરવાંનજીએ પણ રૂ૧૦૦) ની રકમ એજ કારણસર તા૦ ૧૦ મી મારચ ૧૮૬૮ ને દીને પોલીશ કમીશનર ઉપર મોકલી હતી.

એ જબરી આગ હોલવવામાં શેઠ શાપુરજી પેશતનજી માકાબચાનાએ કરેલી મેહનત વિષે બોલતાં તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૮ નાં મુંબઈ સમાચારમાં લખેછે કે—"જોકે તે પુંજીવાલો નથી તોપણ મવીઅમપણે આબરૂથી પોતાનું ગુજરાંન ચલાવેછે. તે સરકારી કામોમાં સારો ઉપયોગી માણસ માલમ પડીઓછે. તે પોલીસ સાથે જોડાયલો નથી, પણ અગતની વેલાએ અને કોઈબી આફતની વખતે, જે મેહનત કરેછે તે તારીફ લાયક હોયછે. આ વેલાએ પાણી ઉરાડવામાં, બલતાં છાપડાં બેસાડવામાં અને બીજી સાધારણ માનેજમેંટમાં તેણે થોડી જડપ અને ઉપયોગ બતાવયો ન હતો. તેનાં કામ જેઓએ જોયાં હશે, તેઓ તેની એકસરખી તારીફ કરશે. આ પારસીને હમો સરકારની અને પરજાની જાણમાં લાવતાં ઉમેદ રાખીએછે કે, તેની કદર બુજવાને ઘટતા ઉપાય લેવાય."

૩ જામે જમશેદ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૬૮.

૪ ટાઈમસ ઑફ ઇંડીઆ, ૨૫ મી ફેબરવારી ૧૮૬૮.

એ પ્રદર્શણને લગતી ગોઠવણો કરવાને નેમાયલી કમીટીમાં ૨૪ ઇંગ્રેજ, ૭ હિંદુ, અને ૧૧ પારસી (હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, ડોશાભાઈ ફરાંમજી કરાકા, બેહરાંમજી જીજીભાઈ, રૂસતમજી જમશેદજી જીજીભાઈ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, શેરાબજી પેશતનજી ફરાંમજી, શેરાબજી જમશેદજી જીજીભાઈ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, માણેકજી ખરશેદજી સરાફ) ગ્રહસ્થો હતા.

### તા० ૨૫ મી ફેબરવારી.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક શેઠ બરજોરજી રૂસતમજી થાંગેવાલાને હાઈ કોરટની આપેલેટ સાઈડના રીપોરટર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા[1]

### તા० ૧ લી મારચ.

શેઠ બેજનજી રતનજી કોટવાલે ૧૮૫૯ ના ૧૪ મા ઍકટને "લૉ ઑફ લીમીટેશન" ના કાએદાનું તેની શરેહ તથા ઈનસાફ સાથનું પુસ્તક ઈંગ્રેજીમાં પ્રગટ કીધું હતું.[2] એ પુસ્તક સ્મોલ કાઝ કોરટના માજી ચીફ-જડજ મી० જે. એફ. હોરને અરપણ કીધું હતું.

### તા० ૧૦ મી મારચ.

શેઠ દારાશાહ શોરાબજી તારાપોરવાલાએ "એક જુવાન પારસી"ને નામે "જનાનખાંનાંની બીબીઓ" નામનું એક વારતાનું પુસ્તક ઈંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં છાપી પ્રગટ કીધું હતું.[3]

### તા० ૧૬ મી મારચ.

સુરત મધે ડાકટર ડોશાભાઈ પેશતનજીએ આજ દીને ત્યાંની એંડરૂસ લાઈબ્રેરીનાં દીવાંનખાંનાંમાં "સુરત શેહરની તંદરોસતી" વિષે ઈંગ્રેજીમાં એક ભાષણ કીધું હતું. સુરત-શીનની પારસી જડજ મી० ફેમબાલે લીધી હતી.[4]

### તા० ૧૭ મી મારચ.

રોજ ૨૭ માહ ૬ (શે०) ૧૨૩૭ યઝદેજરદી.

આજ દીને પુણાં મધે ખાંનબાહાદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાના એકપુરા બેટા એ० આદરબાદનાં ઉઠમણાંમાં પુણાં મધે નશાશાલારોનું એક ફંડ ઉભું કરવા માટેનું લીસ્ટ ઉભું કરવામાં આવ્યું હતું, જે મધે ખાંનબાહાદુર દસ્તુર નશરવાંનજીએ પ્રથમ રૂ૫૦૦) તથા બીજા જરથોસ્તીઓએ સારી રકમો ભરી હતી.[5]

---

૧ બોમ્બે ગેઝેટ, તા० ૨૭ મી ફેબરવારી ૧૮૬૮.

૨ "Act XIV of 1869, on the Law of Limitation. With decisions upon each section, by the High Courts of Judicature of the three Presidencies. By, Bejunjee Ruttonjee Kotwal, Interpretor, Small Cause Court, Bombay. Bombay, printed by N. R. Ranina at the Union Press, 1868."

૩ "જનાનખાનાની બીબીઓ. એક વારતા. (ઈંગ્રેજી ઉપરથી, ફેરફાર શાથે) ચાર ભાગમાં—ભાગ પેહેલો. બનાવનાર, એક જુવાન પારસી. મુંબઈ મધે ઈમપીરીયલ પ્રેસમાં નવરોજજી ફરાંમજીએ છાપ્યું છે. ૧૮૬૮."

એનો બીજો ભાગ સપટેમબર ૧૮૬૮ માં બાહેર પડયો હતો.

૪ ગુજરાત મિત્ર, તા० ૨૨ મી મારચ ૧૮૬૮.

૫ રાસ્ત ગોફતાર, તા० ૨૯ મી મારચ ૧૮૬૮.

એ ફંડ સ્થાપવાનો ઠેરાવ કરવાને પુણાંના જરથોસ્તીઓની એક સભા તા० ૯ મી આગશટ ૧૮૬૮ ને દીને મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલી દરેમેહરમાં ખાંનબાહાદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ માટે આગમજથી રૂ૧૦૨૩૮) ની રકમ ભરાઈ હતી, અને તે મુંબઈની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓને કાંઈક વાંધાને લીધે ન સોંપતાં તેનો વહીવટ પુણાં મધેજ ચલાવવાને ઠેરવ્યું હતું, અને તે માટેની સર્વે ગોઠવણો કરવાને ખાંનબાહાદુર પદમજી પેશતનજી, શેઠો ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆ, એદલજી હોરમજજી મોટાભાઈ, દોરાબજી પેશતનજી ગનતરૂપવાલા (ઘાસવાલા), હોરમજજી દોરાબજી ચીનાઈ, શોરાબજી જંગીરજી ચીનાઈ, દીનશાહ રતનજી ઘડીઆલી, તેહમુલજી દાદાભાઈ મેહતા (મોદી), અને દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાની એક કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી. એ કમીટી મધે ખાંનબાહાદુર પદમજી પેશતનજી શામેલ ન થવાથી એ જગોપર શેઠ દાદાભાઈ પાલણજી ભેદવારને નેમ્યા હતા.

એ પછી એ ફંડનું કામ ચાલુ કરી તે મધેથી તા० ૧૫ મી આગશટ ૧૮૬૮ થી બે પગારદાર નશાશાલારો રૂ૧૬) ને દરમાયે રાખ્યા હતા, પણ ફંડ ઘટવાથી ૧૮૭૬ ના ડીજેમબર માસથી એકજ ક્રિઆદાર નશાશાલાર રાખ્યો હતો. એ બાદ પાછું ફંડ વધવાથી તા० ૧૬ મી ડીજેમબર ૧૮૮૩ થી બે નશાશાલાર રાખવામાં આવ્યાછે.

શેઠ પેશતનજી એદલજી સુખીઆએ પુણાં મધેના પોતાના એક બંગલાનાં ભાડાંની પેદાએશ જે ઉપજે તે મધેથી અરધી પેદાએશ આએ ધર્મ ખાતે તા० ૧ લી નવેમબર ૧૮૬૮ થી આપતી કીધી હતી, જે હજુ સુધી ચાલુછે.

આએ ફંડના ચાલુ ખરચને માટે નીચલા ગ્રહસ્થો તથા બાનુઓએ નીચે મુજબ અમુક રકમો આપી તેનું વ્યાજ વાપડવાની સરતથી જુદાં ખાતાં પડાવ્યાંછે :—

(૧) બાઈ સુનાંબાઈ તે મરહુમ શેઠ બેજનજી ફરાંમજી કરાંણીનાં વીધવાએ પોતાના ભાઈ મરહુમ શેઠ કાવશજી રતનજી રાંણાનાં પુનને માટે ઈ० સ० ૧૮૬૯ માં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૨) હાનરેબલ બેહરાંમજી જીજીભાઈએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ માણેકબાઈનાં પુનને માટે એજ શાલમાં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૩) શેઠ બહમનજી જીજીભાઈએ પોતાની યાદગારીને માટે ઈ० સ० ૧૮૭૦ માં રૂ૫૦૦) ની સરકારી નોટ. (૪) મરહુમ શેઠ દારાશાહ શોરાબજી નરીમાંનના છોકરાઓએ પોતાના બાવાનાં પુનને માટે ઈ० સ० ૧૮૮૮ માં રૂ૧૦૦૦) ની સરકારી નોટ. (૫) શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે ઈ० સ० ૧૮૮૯ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૬) સર દીનશાહજી માણેકજી પીટીટ નાઈટે પોતાના બેશી ડાક્ટર નશરવાંનજી મેહરવાંનજી રતનજી પારખનાં પુનને માટે ઈ० સ० ૧૮૯૦ માં રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૭) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીઆંની મરહુમ લેડી સાકરબાઈ તે મરહુમ શેઠ ફરાંમજી ભીખાજી પાંડેનાં બેટીનાં

તા૦ ૧૯ મી મારચ.

અમદાવાદના એક મ્યુનીસીપાલ કમીશનર શેઠ દીનશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે અમદાવાદના એક ઓનરરી માજીસ્ટ્રેટ નેમી ત્યાંના પેહલા વર્ગના સબારડીનેટ માજીસ્ટ્રેટની સત્તા આપી હતી.[1]

---

તા૦ ૨૨ મી મારચ.

રોજ ૨ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ ચાંદનબાઇ તે મરહુમ શેઠ માણેકજી જીજીભાઇ વાછાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૪૦૦૦) તથા દીકરા શેઠ જીવાજી માણેકજી વાછાએ રૂ૪૦૦) મલી રૂ૪૪૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૨૩ મી મારચ.

જરથોસ્તીઓમાં પરણતે સમે આશીરવાદ દેવાએછે તેના ગુજરાતી કવિતામાં દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાએ કીધેલા તરજુમાનું એક ચોપાંનયું દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ છપાવી બાહેર પાડયું હતું.[3]

એજ મુજબ એમ૦ રૂસતમજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાએ. "આસીરવાદ પાજંદની માએની સાથે, અને સંસકરત સાદા" એવે નામનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[4]

---

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૭ માહ ૮ (ક૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—શોરાબશાહ બેજનજી મોદી[5]—ઉમર વર્ષ ૭૨) સુરતવાલા શેઠ બેજનજી લોહરાસપજી મોદીના વડા દીકરા. એવણ પ્રથમમાં સુરત મધે પોરટુગીજ વ્યાપારીઓની દલાલી કરતા હતા. તે પછી કોઇ પોરટુગીજ વ્યાપારીની બલાંમણ ઉપરથી ઈ૦ સ૦ ૧૮૨૬ માં જડજ મી૦ આનડરસને એવણને મુંબઇની સદર અદાલતમાં હેડ-કલાર્ક તરીકે રાખ્યા હતા. તે ઓહદો ૩૦ વર્ષ સુધી બજાવી ઈ૦ સ૦ ૧૮૫૬ માં પેનશન લીધું હતું.

---

તા૦ ૩૦ મી મારચ.

રોજ ૧૦ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—શોરાબજી જાંગીરજી દાવર[6]—ઉમર વર્ષ ૬૦) શેઠ જાંગીરજી ફરાંમજી દાવરના વડા દીકરા. એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૮ માં શેઠ મેહરવાંનજી માણેકજી તબાક સાથે ચીન ગયા હતા. ત્યાંથી થોડીક મુદતે અતરે પાછા ફર્યા બાદ મી૦ લારકીન વકીલની પેહડીપર રહયા હતા, અને તે પેહડી તરફથી દેશાવરો ખાતે એકુ બે મુકદમાઓની ફતેહમંદ રીતે મેનીજ કરવાને લીધે ઈ૦ સ૦ ૧૮૩૮ થી તેના માનેજીંગ કલાર્ક ઠડયા હતા. મી૦ લારકીનની પછી એ પેહડી મેશરર્સ ઉડહાઉસ, મારગેન, હેનકાક, લીટસ, અને કાલીએર વકીલોએ એક પછી એક ચલાવી, તે સંધાના એવણ માનેજીંગ કલાર્ક હતા. વકીલોને ત્યાં લગભગ આખી જીંદગી ગુજારવાથી એવા પણ કાએદા કાનુનો જાણવામાં અરધા વકીલ જેવા માહીતગાર હતા.

---

પુનને માટે ઈ૦ સ૦ ૧૮૯૦ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૮) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇના દીકરા મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં પુનને માટે ઈ૦ સ૦ ૧૮૯૦ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૯) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇનાં વહુ મરહુમ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં વીધવાનાં પુનને માટે ઈ૦ સ૦ ૧૮૯૧ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ. (૧૦) બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાનાં ખાવંદનાં પુનને માટે ઈ૦ સ૦ ૧૮૯૨ માં રૂ૫૦૦) ની સરકારી નોટ. (૧૧) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ફુઇનાં દીકરા મરહુમ શેઠ મેહરવાંનજી રતનજી પારખનાં બેટી મરહુમ બાઇ આવાંબાઇ તે ખાંનસાહેબ ફરદુનજી પેશતનજી વરીઆવાનાં ધણીઆંનીનાં પુનને માટે ઈ૦ સ૦ ૧૮૯૩ માં રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ.

એ ફંડનું કાએદાસરનું એક તરસ્ટ ડીડ તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૨ ને દીને હાઇ કોરટના વકીલો મેશરસ જાફરસન એંડ પેનની મારફતે કરાવી તેના તરસ્ટીઓ તરીકે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પઆશાના, શેઠો શોરાબજી જાંગીરજી ચીનાઇ, અને એદલજી જીવાજી અંકલેસરીઆને નેમ્યા હતા. એઓ મધેથી ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી ઈ૦ સ૦ ૧૮૮૪ માં બેહશતનશીન થવાથી તેમની જગોપર ખાંનબાહદુર દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાને એક તરસ્ટી તરીકે નેમ્યાછે. એ ફંડની પુંજી હાલ રૂ૨૨૫૦૦) નીછે.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૯ મી મારચ ૧૮૬૮.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૬૮.

૩ "જરતોસતીઓમાં પરણતે સમે આશીરવાદ દેવાએછે, તેહનો કવીતામાં કરેલો તરજુમો. બનાવનાર, દસ્તુર હોશંગજી જામાશપજી જામાસ્પઆશાના. છપાવી પ્રગટ કરનાર ખુરશેદજી જમશેદજી દસ્તુર જા૦ આ૦ મુંબઇ, યુનિયન પ્રેસમાં નાનાભાઇ રૂસ્તમજી રાણીનાએ છાપીઉછે. સને ૧૨૩૭ એજદજરદી. સને ૧૮૬૮ ઇસવી."

૪ "આસીરવાદ પાજંદના માએની સાથે અને સંસકરતના સાદા. છપાવનાર, એરવદ રૂશતમજી જામાસપજી દશતુર મેહેરજીરાંણાના. મુંબઇ ઇમપીરીઅલ પરેશમાં નવરોજજી ફરાંમજીએ છાપ્યુંછે. શને ૧૨૩૭ ઇઅજદેગરદી. ઇસવી ૧૮૬૮."

૫ શેઠો ફરાંમજી અને મનચેરશાહ શોરાબશાહ મોદીના બાવા.

૬ શેઠો નાનાભાઇ અને એદલજી શોરાબજી દાવરના બાવા.

### તા૦ ૧ લી આપરેલ.

આજ દીને મરહુમ શેઠ શેરાબજી જાંગીરજી દાવરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વીધવા બાઇ મેહરબાઇ અને છોકરા છોકરીઓએ મલી રૂ૧૧૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

### તા૦ ૨ જી આપરેલ.

શેઠ મેહરજીભાઇ બાપુજી વીકાજીને મુંબઇનાં કસ્ટમ ખાતાંના બીજા વર્ગના આસીસ્ટંટ કમીશનર તરીકે નામદાર સરકારે મુકરર કીધા હતા.[૨]

---

### તા૦ ૩ જી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સામે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

સુરત—શેઠ બરજોરજી મેહરવાંનજી ફરેજર.

રાંદેર—શેઠો નશરવાંનજી બરજોરજી, દીનશાહજી મેહરવાંનજી, અને હોરમજજી ફરાંમજી.

અમદાવાદ—શેઠો ખરશેદજી પેશતનજી મોદી, ખરશેદજી પાલણજી લાલકાકા.

ઉરણ—શેઠ રૂસ્તમજી પેશતનજી ઉમરીગર.

અહમદનગર—ખાંનબાહદુર બરજોરજી ભીખાજી શહોઆર, શેઠ નશરવાંનજી ખરશેદજી ગોલાપોરીઆ (નગરવાલા).

ભોશાવલ—શેઠ નશરવાંનજી ફરાંમજી.

નાગતપુરા—શેઠ બેહરાંમજી પેશતનજી.

ધંધુકા—ખાંનસાહેબ કાવશજી રતનજી.

કરાંચી—શેઠ જમશેદજી અરદેશર માણેકશાહના.

---

### તા૦ ૫ મી આપરેલ.

મો૦ આબલ હેવેલાક નામના એક ફ્રેંચ વિદ્વાને જંદ ભાષાનાં વ્યાકરણનું એક પુસ્તક પારીસ મધે છપાવી પ્રગટ કીધું હતું.[૩]

---

### તા૦ ૮ મી આપરેલ.

દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલાંશેરોજનાએ આજ દીને મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમનાં દીવાંનખાંનાંમાં "અશ વહો" એટલે સાચ્ચું બોલવું એ બાબદ ઉપર એક વાએજ કીધી હતી.[૪]

---

૧ જામે જમશેદ, તા૦ ૪ થી આપરેલ ૧૮૬૮.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨ જી આપરેલ ૧૮૬૮.

૩ "Abel Hovelacque. Grammaire de la langue Zende, Paris 1868."

૪ જામે જમશેદ, તા૦ ૮ મી આપરેલ ૧૮૬૮.

### તા૦ ૧૫ મી આપરેલ.

સુરત મધે નાનપરામાં એક રીડીંગ રૂમ સ્થાપવાને આજ દીને ત્યાંના પારસી રેહવાસીઓની એક સભા શેઠ પાલણજી હોરમજજી નાજરનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. તે વેળાએ "નાનપરા નેટીવ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી" ને નામે એ ખાતું સ્થાપી તેનો વહીવટ ચલાવવાને શેઠો પાલણજી હોરમજજી નાજર—સરનશીન, દોરાબજી શેહરીઆરજી મોદી, પેશતનજી જીવાજી ડાકટર, શેરાબજી જમશેદજી પોહોના, પ્રાણજીવનદાસ કીશનદાસ, અને શેરાબજી પેશતનજી શબાવાલાની એક કમીટી તથા શેઠ પાલણજી બેજનજી કોટવાલને તેના શેક્રેટરી નેમ્યા હતા.[૫]

---

૫ મુંબઇ સમાચાર, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૬૮.

એ લાઇબ્રેરીને માટે શેઠ બહમનજી નશરવાંનજી વકીલે નાનપરામાં વલંદાનાં બંદરની સાંમેની સડકપરનું પોતાનું મકાન તા૦ ૧ લી ડીસેમ્બર ૧૮૭૦ થી વગર ભાડે વાપડવાને આપ્યુંછે, અને તે બાબે તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૭૧ ને દીને એ લાઇબ્રેરીના તે વેળાના શેક્રેટરી શેઠ પાલણજી બેજનજી કોટવાલ સાથે એવું કરારનામું કીધું હતું કે જ્યાં સુધી એ લાઇબ્રેરી કાયમ રહે ત્યાંસુધી એ મકાન લાઇબ્રેરીના ઉપયોગને માટેજ વાપડે, અને તેનું ભાડું તેવણે લેવું નહિ અને કોઇ દીવસે તે ખાલી કરાવવું નહિ. [એજ મુજબની સરતે એ મકાંનની પડોસનો બીજો ભાગ શેઠ બહમનજીએ નાનપરાની ડાકટર જમાસપજી જીવાજીવાલી ડીસ્પેનસરીને મુફત વાપડવાને આપેલોછે]

એ લાઇબ્રેરીની કમીટીમાં મજકુર પેહલે દીવસે ઠેડવેલા મેમબરો ઉપરાંત ખાલી પડતી જગાઓપર શેઠો રતનજી શાપુરજી ચોથીઆ, દીનશાહજી માણેકજી મોદી અથવા બાએઆ નશરવાંનજી પાલણજી પોહો, રૂસતમજી ફકીરજી વાછા, શોરાબજી માણેકજી બાએઆ, રૂસતમજી હોરમજજી કોટવાલ, મનચેરશાહ પાલણજી કેકોબાદના, આદરજી ભીખાજી રોસ, રૂસતમજી નવરોજજી પટેલ, જમાસપજી જીવાજી ડાકટર, હોરમજજી ફરદુનજી ડાકટર, કાવશજી રૂસતમજી મોદી, એદલજી પાલણજી લાલકાકા અને અરદેશર મેહરવાંનજી ગાંધી અવાર નવાર શામેલ થયા કીધાછે. સરનશીન તરીકે શરૂઆતથી તે ઈ૦ સ૦ ૧૮૭૭ સુધી શેઠ પાલણજી હોરમજજી નાજર, ૧૮૭૭ થી તે ૧૮૮૦ સુધી શેઠ રતનજી શાપુરજી ચોથીઆ, ૧૮૮૦ થી તે ૧૮૮૯ સુધી શેઠ પેશતનજી જીવાજી ડાકટર, અને ૧૮૮૯ થી તે અત્યાર સુધી શેઠ દીનશાહજી માણેકજી મોદી અથવા બાએઆછે. શેક્રેટરી તથા ખજાંનચી તરીકે શરૂઆતથી તે ઈ૦ સ૦ ૧૮૭૭ સુધી શેઠ પાલણજી બેજનજી કોટવાલ, ૧૮૭૭ થી તે ૧૮૭૮ સુધી શેઠ નશરવાંનજી પાલણજી પોહો, ૧૮૭૮ થી તે ૧૮૭૯ સુધી શેઠ રૂસતમજી હોરમજજી કોટવાલ, ૧૮૭૯ થી તે ૧૮૮૦ સુધી શેઠ મનચેરશાહ પાલણજી કેકોબાદના, અને ૧૮૮૦ થી તે અત્યાર સુધી શેઠ રૂસતમજી નવરોજજી પટેલ; ૧૮૮૮ થી તે ૧૮૯૨ સુધી તેમની સાથે શેઠ હોરમજજી ફરદુનજી ડાકટર અને ૧૮૯૨ થી તે અત્યાર સુધી શેઠ અરદેશર મેહરવાંનજી ગાંધી જાઇંટ શેક્રેટરી તરીકેછે.

શેઠ આદરજી ભીખાજી રોસે એ લાઇબ્રેરીને ઘણાં વર્ષો સુધી મદદ કીધી હતી તે ઉપરથી તેવણે ઈ૦ સ૦ ૧૮૮૬

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઈ દાદાભાઈ કામદીન—ઉમર વર્ષ ૧૦૧) એવણ આવડી લાંબી ઉમરે મુંબઇ મધે મરણ પામ્યા હતા.

તા૦ ૧૫ મી આપરેલ.

રોજ ૨૯ માહ ૭ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી શાપુરજી લાલા[૧]—ઉમર વર્ષ ૫૧) શેઠ શાપુરજી મનચેરજી લાલાના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૧ માં પોતાના બાપનાં મરણ બાદ તેમનું કાઠીઆવાડ કમરશીયલ એજંટનું કામ ચલાવતા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૩૩ માં તે ખાતું બંધ પડવાથી ગુજરાત તથા કાઠીઆવાડ ખાતે વ્યાપાર અને લોકોની આડતનું કામ કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૯ થી એવણ દખણ ભણી બેલની ગાડીઓ ફેરવવાનું, તથા તે પછી ગુજરાત તરફ ફરતી સ્ટીમરો, લવજી ફેમીલી, વિકટોરીયા, ફલાકસ, વગેરેની આડત ચલાવતા હતા. એવણ આએ શાલમાં શાલકોત કાંઇ કામસર ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નીપજ્યું હતું..

તા૦ ૨૨ મી આપરેલ.

રોજ ૩ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મુંબઈ મધે ગ્રાંટ રોડના રસતા ઉપર એ૦ શેરાબજી હોરમજજી રાંનજીએ પોતાના બાવા એ૦ હોરમજજી શેરાબજી રાંનજીની નઇઅતે આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી. આ વેળાએ જશનની મીજલસમાં સર્વે આગેવાન શેઠીયાઓ તથા ઘણાક જરથોસ્તીઓ શામેલ થયા હતા. જશનની ક્રિઆ પુરી થવા બાદ એ૦ શેરાબજી તરફથી વંચાયલા અંજુમન પત્રમાં જણાવ્યું હતું કે એ દરેમેહર સર્વે જરથોસ્તીઓને ધર્મ-દીનનાં કામોને માટે આપેલી મેલીછે, અને તેના નીભાવના ખરચને માટે એની પડોસમાંનો એવણે બંધાવેલો બંગલો ધર્મખાતે આપ્યોછે, કે જેને લગતો બંદોબસ્ત કરવામાં આવશે. એ બાદ એ૦ શેરાબજીને તેમના મિત્રો તરફથી ચાર શેઆલ હોરાડવામાં આવી હતી, અને આશની કરી સર્વે મીજલસ બરખાસ્ત થાઇ હતી.[૨]

તા૦ ૨૯ મી આપરેલ.

રોજ ૭ માહ ૯ (ફ૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—બરજોરજી ફરામજી મેહતા[૩]—ઉમર વર્ષ ૭૨) શેઠ ફરામજી મેહરવાંનજી મેહતાના વડા દીકરા. એવણ ઘણા આગલા વખતમાં પેહલવેહલા તાલચરી, અને તે બાદ ઈ૦ સ૦ ૧૮૨૩ મા કલીકટ ખાતે ગયા હતા. કલીકટમાં એવણે આખી જીંદગી વ્યાપાર કરવામાં કાઢી હતી, અને ૪૫ વર્ષના અરસામાં એકવારબી મુંબઇ આવ્યા ન હતા. એવણનું મરણ કલીકટ મધેજ નીપજ્યું હતું.

તા૦ ૩૦ મી આપરેલ.

શેઠ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, એમ. એ. એ ઇંગલાંડ મધે બારીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. હિંદુસ્થાંનમાં ધંધો ચલાવનારા બારીસ્ટરોને જે થોડીક "ટરમો" ઓછી કરવામાં આવી હતી તે સઘળી પસાર કરીને, બાકીની ઇંગલાંડના બારીસ્ટરો જેટલી "ટરમો" પણ પુરી કરવાથી એવણને "અટર બારીસ્ટર" તરીકે ત્યાંની બારમાં બોલાવ્યા હતા. પારસીઓમાં પેહલવેહલા એવણ બારીસ્ટર થયા હતા.[૪]

તા૦ ૧ લી મેએ.

રોજ ૧૨ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—તેહમુલજી રૂસતમજી રેડીમની—ઉમર વર્ષ ૫૯) શેઠ રૂસતમજી તેહમુલજી રેડીમનીના દીકરા. એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૪ માં પોતાના પિત્રાઇ શેઠ કેખશરૂ

---

માં મરણ પામ્યા તે વેળાએ સર્વે મેમબરોએ ઊઘરાંણું કરી તેમની એક તસવીર લાઇબ્રેરીનાં મકાનમાં ઈ૦ સ૦ ૧૮૮૭ ના જુન માસમાં મુકાવીછે. વળી એ લાઇબ્રેરીને ઈ૦ સ૦ ૧૮૮૩ થી સુરત મ્યુનીસીપાલીટી તરફથી દર શાલ રૂ૧૫૦) ગ્રાંટ-ઇન-એડ તરીકે મલેછે.

એ લાઇબ્રેરીની પુંજી તા૦ ૩૧ મી માર્ચ ૧૮૯૩ ને દીને રૂ૧૧૫૦—૨—૩ ની હતી.

એ લાઇબ્રેરીની આગમજ ઈ૦ સ૦ ૧૮૬૩ માં કેટલાક ઇંગ્રેજો તથા ડાક્ટર શેપરડ સાથે મલી શેઠ ધનજીશાહ માણેકજી લાલકાકાએ "નાનપરા રીડીંગ રૂમ" ઊંઘાડયો હતો, પણ તે થોડુંક મુદ્દત ચાલી બંધ પડયો હતો.

૧ કાનપોરવાલા શેઠો જમશેદજી અને હોરમજજી જાંગીરજી લાલાના બાવા.

૨ મુંબઇ ચાબુક, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૯૮.

એ દરેમેહર બંધાયા પછી એ૦ શેરાબજી ૮ મહીને મરણ પામવાથી ઊપલા અંજુમન પત્રમાં જણાવેલા એ દરે-મેહરના નીભાવને માટે ધર્મખાતે કાઢેલા બંગલાનો કરસો બંદોબસ્ત થાયો નહિં. આથી મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે એ દરેમેહરનો ચાલુ ખરચ પોતાની હૈયાતી સુધી ચલાવ્યો હતો, અને તે બાદ તેમનાં વીધવા બાઇ દીનબાઇ તે હજુ સુધી ચલાવેછે.

૩ રંગુનવાલા મરહુમ શેઠ નાનાભાઇ તથા શેઠો નવરોજજી, દીનશાહ, અને બહમનજી બરજોરજી મેહતાના બાવા. એવણના બાવા શેઠ ફરાંમજી મેહરવાંનજી મેહતા મુંબઇ મધે મરહુમ શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાની પેહડી પર મેહતા હતા. એવણના એક બીજા ભાઇ શેઠ પેશતનજી ફરાંમજી મેહતા ઈ૦ સ૦ ૧૮૩૬ માં કલકતે ગયા હતા, અને ૪૯ વર્ષ સુધી ત્યાં રહી ૧૮૮૫ માં કલકતા મધેજ મરણ પામ્યા હતા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૮.

શેરાબજી રેડીમનીની તરફથી ચીન ગયા હતા. તે પછી બીજીવાર સર જમશેદજી જીજીભાઇ તરફથી, અને તે બાદ પોતાને હીસાબે કમીશન એજંટ તરીકે આઠવાર ત્યાંની સફરે જઇ આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૩૫ થી એવણ અમદાવાદવાલા શા૦ હઠીસીંગ કેસરીસીંગની અતરેની પેહડીપર ૧૫) વર્ષ સુધી કારભારી તરીકે રહ્યા હતા.

---

તા૦ ૩ જી મેએ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—કાવસજી હોરમજજી મારકર—ઉમર વર્ષ ૫૮) એવણ ઈ૦ સ૦ ૧૮૨૭ થી અતરે મેદાનમાં વીનસેંટ ડી. સાનટોસના બીલીઅર્ડ રૂમ અને રાકેટકોર્ટમાં "માર્કર" હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૧ માં તે સીનોર એ મકાન એમને સોંપી પોતાને વતન ગયા હતા. ઈ૦ સ૦ ૧૮૩૩ માં એવણે ક્રીકેટ તથા બીલીઅર્ડ વગેરેના સામાનની એક દુકાન મુંબઇ મધે ઉઘાડી હતી.

---

તા૦ ૫ મી મેએ.

રોજ ૧૬ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—શાપુરજી દોરાબજી સકલાતવાલા—ઉમર વર્ષ ૬૦) શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના ચોથા દીકરા. એવણ પ્રથમથીજ પોતાના બાપની સાથે તેમના સકલાતના વ્યાપારમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૩ માં બાપનાં મરણ પછી પોતાના ભાઇઓની સાથે "દોરાબજી જમશેદજીના છોકરાઓ" ને નામે મુંબઇ મધે સકલાતનો મોટો રોજગાર ચલાવતા હતા. એ ઉપરાંત ઈ૦ સ૦ ૧૮૬૦ થી એવણ શેઠો કાહનદાસ નારણદાસ, નશરવાંનજી રતનજી તાતા, અને જમશેદજી નશરવાંનજી તાતા સાથે "નશરવાંનજી રતનજીની કુંપની" નાં નામથી બીજો વ્યાપાર તથા કંત્રાકટનાં કામોમાં પડેલા હતા. એજ શાલથી એઓ અતરેની યુનૈટેડ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના એક ડાએરેકટર, તથા ઈ૦ સ૦ ૧૮૬૪ થી ખેતવાડીની કાવસજી જાંગીરજી જરથોશ્તી છોકરીઓની નિશાલના એક હાનરરી ઉપરી હતા. નાહનપણથીજ આરબ વ્યાપારીઓ સાથના વાતચીતના વાહેવારને લીધે એવણ આરબી ભાષા સારી રીતે બોલી જાણતા હતા.

---

તા૦ ૭ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી દોરાબજી સકલાતવાલાનાં ઉઠમણાંમાં તેમના ભાઇઓ શેઠો નવરોજજી, બેહમનજી, અને એદલજી દોરાબજી તે મરહુમ શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના છોકરાઓએ રૂ૫૦૦), શેઠ નશરવાંનજી રતનજી તાતાએ રૂ૧૦૦), તથા બીજાં શેઠીઓએ રૂ૪૫) મલી રૂ૬૪૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

૧ જામે જમશેદ, તા૦ ૧૧ મી મેએ ૧૮૯૮.

તા૦ ૭ મી મેએ.

રોજ ૧૮ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી દાદાભાઇ જીજીના—ઉમર વર્ષ ૬૯) શેઠ દાદાભાઈ રૂસ્તમજી જીજીનાના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપના હાથ હેઠલ મેશર્સ ગ્રેની કુંપનીમાં હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૪૬ ના જુલાઇ માસથી અતરે હુંડી, શેર, સરકારી કાગજીયાં વગેરેની દલાલીનો ધંધો શરૂ કીધો હતો. ૧૮૬૩ ના આગશટ માસથી એવણને અતરેની ઓરીએનટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના શેક્રેટરી નેમ્યા હતા, જે ઓહદો મરણ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૭ મી મેએ.

શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાને નામદાર સરકારે મુંબઇનાં શેહર અને ટાપુ મધે નવા નાખેલા ધંધા વ્યાપારપરના "સરટીફીકિટ ટાક્ષ" ના કલેકટર નેમ્યા હતા.[૨]

---

તા૦ ૧૦ મી મેએ.

"ઓરતોનું કામ શું" હેવાં મથાલાં હેઠલ લંડનનાં સાટરડે રીવ્યુ મધે આવેલી એક મોતેબર બીનાનો તરજુમો જામે જમશેદ પત્ર મધે છપાયો હતો તેનાં જુદાં ચોપાનયાં શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ પોતાને ખરચે છપાવી મુંબઇની પ્રજામાં મુફત વેંહચ્યાં હતાં.[૩]

---

તા૦ ૧૪ મી મેએ.

ઉત્તર વિભાગના "એલીએનેશન સેટલમેંટ આફીસર" શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંનને નામદાર સરકારે પોતાના ઓહદા ઉપરાંત દક્ષિણ વિભાગના પણ કામચલાઉ એલીએનેશન સેટલમંટ આફીસર નેમ્યા હતા.[૪]

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૭ મી મેએ ૧૮૯૮.

મુંબઇ મધે ગયે વર્ષ નાખેલો "લાઇસંસ ટાક્ષ" બંધ કરી તેને બદલે આ નવો ટાક્ષ નાખ્યો હતો. લાઇસંસ ટાક્ષના અકારા કરને શેઠ ડોશાભાઇએ એવી તો સારી સમજ તથા હુશીયારીથી અમલમાં આણ્યો હતો કે એક હાથ ઊપર તેનું અકારાપણું ઘણું ઓછું થવા સાથે લોકો રાજી રહયા હતા, તથા બીજા હાથ ઊપર સરકારને એટલી ઊપજ થઇ હતી કે તેટલી ઊપજ હિંદુસ્થાંનનાં બીજાં થોડાંજ મોટાં શેહેરોમાં થઇ હતી.

૩ આ ચોપાનયું છપાયા પછી એક "ઇંગ્રેજ સ્ત્રી" એ તેના જવાબમાં "સ્ત્રી કેળવણીની જરૂરીઆત વિષે હિંદુસ્થાંનના કેલવાયલા દેશીઓ જોગ એક પત્ર" એવાં નામથી એક બીજું ચોપાંનયું છપાવી પ્રગટ કીધું હતું.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી મેએ ૧૮૯૮.

એ રીતે શેઠ પેશતનજી જાંગીરજી તાલેયારખાંન આખા ઇલાકામાં વડા "સેટલમેંટ આફીસર" થયા હતા. એ ઓહદાની મતલબ આગલા વખતની જાગીરો તથા બીજી મીલકતો ઊપર તેમના ધણીઓના દાવા તથા હક તપાસી નકી કરવાની હતી.

ડાક્ટર રૂસ્તમજી બેહરામજી પારખ, એમ. ડી. ને નામદાર સરકારે રતનાગીરીના કામચલાઉ સીવીલ સરજયન નેમ્યા હતા.[૧]

તા૦ ૧૬ મી મેએ.

મુંબઇ મધ્યે સારા પાયા ઉપર ગુજરાતી ભાષામાં નાટકો કરવાને શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીની આગેવાંની હેઠલ "વિક્ટોરીયા નાટક મંડલી" નામે એક નાટક મંડલી ઊભી કરવામાં આવી હતી. એ મંડલીના ખેલોની તપાસ કરવા તથા સલ્લા આપવા માટે નીચલા ગ્રહસ્થોની એક કમીટી ઠડી હતી:—

શેઠ વીનાયકરાવ જગનાથજી શંકરશેઠ—પ્રેસીડંટ.

ડાકડર ભાઊ દાજી, શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, શોરાબજી શાપુરજી બંગાલી, ખરશેદજી રૂસતમજી કામાજી, ડોશાભાઇ ફરામજી કરાકા, અરદેસર ફરામજી મુસ, જાંગીરજી મેહરવાંનજી પલીડર, મેહરવાંનજી માણેકજી શેઠના, કેખશરૂ નવરોજજી કાબરાજી—શેક્રેટરી, પેશતનજી ધનજીભાઇ માસટર—ડાઅરેકટર.[૨]

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

નવસારી મધ્યે એ૦ નશરવાંનજી ખરશેદજી કાંગાએ ત્યાંના જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને તથા પારસી

---

શેઠ પેશતનજીએ ઊત્તર વિભાગમાં ધર્માદા તથા ઇનામની જાગીરોની તપાસ ઘણી મેહનત, ચાલાકી, તથા ઝડપથી બજાવી હતી, અને તેમના રીપોરટો બાબે ઇંગલાંડ વેરથી તારીફ લખાઇ આવ્યા સાથે નામદાર સ્ટેટ શેક્રેટરી લારડ હાલીફાકસ અને તે પછી લારડ ક્રાંનબોરને એમને ખાસ શાબાસી આપી હતી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી મેએ ૧૮૬૮.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી મેએ ૧૮૬૮.

એ મંડલીના પેહલવેહલા માલેકો શેઠો દાદાભાઇ રતનજી ઠુંઠી, ફરાંમજી ગુસતાદજી, કાવશજી નશરવાંનજી કોહીદારૂ, અને હોરમજજી ધનજીભાઇ મોદી હતા. તેઓએ પેહલવેહલા શેકસપીઅરમાંથી કેટલાક નાટકો ગુજરાતીમાં કર્યાં હતા. તે પછી તા૦ ૨૦ મી મારચ ૧૮૬૯ ને દીને શાહનામાંમાં લખાયલાં અસલી પેહલવાંનોનાં દાસ્તાંનોમાંથી "બેજન અને મનીજેહ" નો નાટક કે જે શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ લખ્યો હતો તે અસલી ઇરાંની લેબાશ તથા સીનરીથી કરી બતાવ્યો હતો, અને તે પ્રજાને પસંદ પડવાથી ઘણીવાર કરવો પડયો હતો. એ પછી એવીજ રીતના નાટકો જાહેર ઇનામો આપી એ મંડલી તરફથી લખાવવામાં આવ્યા હતા, અને તેમાં પેહલો રૂ૩૦૦) નાં ઇનામનો શેઠ એદલજી જમશેદજી ખોરીનો લખેલો "રૂસતમ અને શોરાબ" નાં ઇરાંની દાસ્તાંનનો નાટક પસંદ કરી તે ભજી બતાવવામાં આવ્યો હતો. એ બાદ ઊપલી કમીટીના શેક્રેટરીનો ઓહ્દો શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ ૧૮૬૯ ના આગસટ માસમાં છોડવાથી તે જગોપર શેઠ દાદાભાઇ શોરાબજી પટેલ, એમ. એ. ઠડયા હતા, પણ તે પછી એ કમીટીબી થોડુંકમાં ભાગી પડી હતી. ઊપલા પેહલા ચાર માલેકોએ ઇ૦ સ૦ ૧૮૭૦ માં ગ્રાંટ રોડ જવાનાં ખુણાંપર વિક્ટોરીયા નાટકશાળાને નામે એક નવી નાટકશાળા પણ પોતાની મંડલીને માટે ખાસ બંધાવી હતી. એ પછી એ નાટક મંડલી ઊપલા માલેકો પાસેથી ઇ૦ સ૦ ૧૮૭૨ માં શેઠ દાદાભાઇ શોરાબજી પટેલે લીધી હતી, અને તેણે તેવણનાં ઊપરીપણાં હેઠલ હિંદુસ્થાંની ભાષામાં નાટકો ભજી બતાવવાનું તથા દેશાવરો ખાતે પણ નાટકો કરવા જવાનું શરૂ કર્યું હતું, અને પેહલવેહલા એજ વર્ષમાં હેદરાબાદ ખાતે જઇ ત્યાંના દીવાંન સર સાલારજંગના આસરા હેઠલ કેટલાક ખેલો કીધા હતા. એ બાદ બીજે વર્ષે એટલે ૧૮૭૩ માં શેઠ દાદાભાઇએ એ મંડલી મુકી દઇ તે શેઠ કુવરજી શોરાબજી નાજરને આપી હતી, અને શેઠ કુવરજીએ તે બે વર્ષ ચલાવ્યા બાદ ઇ૦ સ૦ ૧૮૭૬ નાં જાનવારી માસમાં તેમની પાસેથી તે શેઠો ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી, ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા, ડોશાભાઇ ફરદુનજી મગોલ, દાદાભાઇ રતનજી ઠુંઠી, અને ફરાંમજી દાદાભાઇ અપુએ લીધી હતી. એ પાંચે ભાગયાઓએ એ મંડલી લીધા પછી તેઓ કલકતા, બનારસ, દીલ્હી, લાહોર, જેપોર, વગેરે હિંદુસ્થાંનનાં મુખ્ય શેહરોમાં નાટક કરવાને ગયા હતા, અને ત્યાં ઘણીક કમાંની કરી આવ્યા હતા. ૧૮૭૭ માં છેલ્લા બે ભાગયાઓ છુટા પડયા, અને બાકી રહેલા ત્રણ ભાગયાઓ ૧૮૭૮ માં કંપની લઇ રંગુન, શીંગાપોર, વગેરે ઠેકાંણે નાટકો કરવાને ગયા હતા, જયાં તેમની તારીફ સાંભલી ૧૮૮૧ ના સપટેમબર માસમાં બરમાના રાજા થીબોએ એમને પોતાની રાજધાંની માંડલે ખાતે બોલાવી રૂ૪૩૦૦૦) નીં રકમ આપી તેમના પાસે ૭૫) ખેલો હિંદુસ્થાંની ભાષામાં કરાવ્યા હતા. આ વેળાએ એ મંડલીમાં નીચલા ૨૭) પારસીઓ હતા:—

શેઠો ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા, ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી, ડોશાભાભાઇ ફરદુનજી મગોલ—માલેકો. શોરાબજી મનચેરજી દુબાશ, પેશતનજી ખરશેદજી માડન, શોરાબજી માણેકજી મીસતરી, મેહરવાંનજી પેશતનજી મેહતા, નશરવાંનજી વીરજીભાઇ ગોઇપુરીઆ, નશરવાંનજી દોરાબજી પટેલ, ધનજીભાઇ બરજોરજી અંજીરબાગ, હોરમજજી શાપુરજી તાંતરા, દોરાબજી કાવશજી બજાં, બેહરાંમજી બરજોરજી તાંતરા, હોરમજજી જમશેદજી મુલ્લાં, બહમનજી જમશેદજી ગરડા, દાદાભાઇ જમશેદજી કેરાંવાલા, પેશતનજી એદલજી મીસતરી, કાવશજી બહમનજી મોતીશા, રૂસતમજી પેશતનજી મેહતા, જમશેદજી એદલજી પટેલ, કેખશરૂ હોરમજજી લાલા, બાપુજી હોરમજજી પુણેગર, દોરાબજી નવરોજજી પરીંટર, પેશતનજી રૂસતમજી લાલી, પેશતનજી જીજીભાઇ બાટલીવાલા, બરજોરજી જામાસપજી મીસતરી, બેહરાંમજી રૂસતમજી ઊદવાડીઆ.

એઓ ઊપરાંત એમનો હિંદુસ્થાંની મુનશી, બજવઇઆઓ, નોકર નફરો વગેરે બીજા ૧૩) તથા રંગુનથી ત્યાંની રીકારડર કોરટના ઇનટરપ્રેટર શેઠ કાવશજી એદલજી ગાંધીને પોતાના ખાસ દુભાશીઆ તરીકે લઇ ૪૧) જણાનો મોટો કાફલો માંડલે ગયો હતો. આવડો મોટો પારસી કાફલો પેહલવેહલો પ્રદેશ ખાતે આએજ ગયો હતો. એ કાફલા પાછલ રોજનો ખરચ રૂ૨૦૦) ઇયાને દર માસે રૂ૬૦૦૦) નો હતો, જે જોખમ એ મંડલીના ઊપલા ત્રણ માલેકો જેઓ બધા ગરીબ હાલતના પણ આબરૂદાર ગ્રહસ્થો હતા તેઓએ ખેડયો હતો, અને તેઓ તેનાં સારાં ફૂળને પુગા હતા, ઇયાને

મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાળા બંધાવી આજ દીને તને ખોલ્લી મુકવાનું જશન કીધું હતું. એ મકાંનનું નામ "નોશરવાંન બાગ" કરી રાખવામાં આવ્યું હતું, તથા તેની મરામતને માટે રૂ૨૦૦૦) ની સરકારી નોટ એલાહેદી કાઢી હતી.[૨]

---

તા૦ ૨૨ મી મેએ.

રોજ ૩ માહા ૯ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—દોરાબજી જીવણજી મીસતરી—ઉમર વર્ષ ૬૧) એવણ ઈ૦ સ૦ ૧૮૨૫ માં બીલીમોરાથી અતરે આવી સરકારી ગોદીમાં એક સુથાર તરીકે રહયા હતા. તે પછી

---

ખાતાંપીતાં અને માનભરેલી રીતનો મોટો ખરચ બાદ કરતાં એ ત્રણુંડે શહરથી આસરે રૂ૫૦૦૦૦) ગાંઠે બાંધી લાવ્યા હતા. એ ઊપરાંત રાજા તથા રાંણી સાહેબે એઓની મંડલીનાં એકટીંગ તથા અદબઆદાબ વગેરેથી ખુશી થાઇ જઇ સર્વે ખેલાડીઓ તથા દરેક માણસોને રૂ૪૦૦) થી ૫૦૦) સુધીનાં ઇનામો તથા સોનું, જવાહેર વગેરેની નવાજેશ કીધી હતી. એ પછી બીજી ત્રણ મરતબે બરમા ખાતે એજ નામદાર રાજાના આસરા હેઠલ દર નાટકની રાતના રૂ૧૦૦૦) લઇ ખેલો કરવાને ગયા હતા.

બરમાથી મલેલાં આવાં ઊતેજનથી એ મંડલી ઇ૦ સ૦ ૧૮૮૫ ના નવેમબર માસમાં લંડનનાં "ઇંડીઅન એંડ કોલોનીઅલ એકઝીબીશન" વખતે લંડન ખાતે પણ નાટક કરવાને ગઇ હતી. આ વેળાએ એ મંડલીમાં નીચલા ૨૨) પારસીઓ હતા:—

શેઠો ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા, ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી, ડોશાભાઇ ફરદુનજી મગોલ—માલેકો. શોરાબજી માણેકજી મીસતરી, હોરમજજી શાપુરજી તાંતરા, મેહરવાંનજી પેશતનજી મેહતા, ધનજીભાઇ બરજોરજી અંજીર બાગ, બેહરાંમજી બરજોરજી તાંતરા, ડોશાભાઇ જમશેદજી દુબાશ, મેહરવાંનજી બેહરાંમજી મુનશી, દોરાબજી નવરોજજી સચીનવાલા, નશરવાંનજી દોરાબજી પટેલ, કુવરજી એદલજી, સીપાઇ, ડોશાભાઇ દાદાભાઇ મીસતરી, ફરાંમજી અરદેસર ગોલકશી, બેહરાંમજી રૂસતમજી ઊદવારીઆ, ડોશાભાઇ એદલજી સીપાઇ, જીજીભાઇ ફરાંમજી ઇજનેર, નશરવાંનજી માણેકજી તાતા, જીજીભાઇ પેશતનજી ધારાદલાલ, મેહરવાંનજી હોરમજજી નોરીઆ, દારાશાહ બેજનજી સુરતી.

એઓ ઊપરાંત એક ખાસ દુભાશીઆ તરીકે શેઠ કુવરજી શોરાબજી નાજરને પણ સાથે લીધા હતા. લંડનનાં ગેઇટી થીએટરમાં એક અઠવાડીઊં સુધી હિંદુસ્થાંની નાટકો કરી બતાવ્યા બાદ ચાર માસ સુધી "પોરટલાંડ હાલ" માં પરચુટણ ગમત તથા ચવચવના ખેલો કરી બતાવ્યા હતા. લંડનની મુસાફરી તે તરફના મોટા ખરચને લીધે એ કુંપનીને કાંઇ ફાયદાકારક નીવડી નહી.

લંડનથી પાછા અતરે આવ્યા બાદ ઊપલા ત્રણમાના એક ભાગયા શેઠ ધનજીભાઇ ખરશેદજી ઘડીઆલી ૧૮૮૬ ની આખરીએ જુદા પડયા હતા, અને બાકીના બે ભાગયા શેઠો ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા અને ડોશાભાઇ ફરદુનજી મગોલે ઇ૦ સ૦ ૧૮૮૭ ના મેએ માસમાં બોરીબંદરનાં રેલવે સ્ટેશનની સાંમે લંડનની ઢપ પ્રમાણે પોતાને માટે એક ખાસ કુશાદે નાટકશાળા "નોવેલટી થીએટર" ને નામે બંધાવી હતી, પણ તે જગાની અડોઅડ મુંબઇની નવી મ્યુનીસીપાલ આફીસ આવવાથી તે ત્યાંથી ખસેડી ૧૮૯૧ ના અકટોબર માસમાં કોટકોટ સર જમશેદજીવાલી મોટી સ્કુલની સાંમેનાં મેદાનમાં લઇ જવામાં આવીછે.

એ મંડલીએ જુદે જુદે વખતે અને ઠેકાંણે પ્રજાના લાભનાં ધર્મખાતાંઓની મદદને માટે ખેલો કરી તેની ઊપજ નીચે પ્રમાણે તે ખાતાંઓમાં ભેટ આપી હતી:—

ઇ૦ સ૦ ૧૮૮૨ માં માંડલે ખાતે એક કુવો રૂ૪૦૦). ૧૮૮૪ માં રંગુનની દરેમેહરનાં ફંડમાં રૂ૧૨૦૦). ૧૮૮૫ માં નામદાર લારડ રીપનની યાદગારીનું ફંડ રૂ૬૫૮ા તથા પ્રોફેસર ફાસેટની યાદગારીનું ફંડ રૂ૬૭૨ાા તથા જરથોસ્તી છોકરીઓની નિશાલ મંડલીનાં ફંડમાં રૂ૫૦૦). ૧૮૮૮ માં લેડી રેએવાલાં મેડીકલ વિમેનસ ફંડમાં રૂ૮૬૭) તથા ગરીબ જરથોસ્તીઓનાં રેહથાંણોનાં ફંડમાં રૂ૭૬૧). ૧૮૮૯ માં પંજાબ મેસોનીક ઇનસ્ટીટયુટનાં ફંડમાં રૂ૨૦૦). ૧૮૯૦ માં કોલંબોનાં હોમ ફોર ઇનકયુરેબલસનાં ફંડમાં રૂ૭૦૦) તથા માથેરાંનમાં બે દીવસ કરેલા નાટકની ઊપજના રૂ૬૦૦) માંથી ત્યાંના સુપરીનટેંડંટની મારફતે દરેક પોઇંટ ઊપર લોખંડના બેશવાના બાંક મુકાવ્યા. ૧૮૯૨ માં પુણાંનાં પારસી જીમખાંનાંનાં ફંડમાં રૂ૭૦૦) તથા દખણના વડા દસ્તુર ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાની યાદગારીમાં પુણામાં સ્થાપેલી જરથોસ્તી છોકરીઓની નિશાલનાં ફંડમાં રૂ૨૦૨ાૡ. ૧૮૯૩ માં મુંબઇનાં આવાંબાઇ ભાવનગરી હોમ ફોર નર્સીસનાં ફંડમાં રૂ૫૭૨) તથા પાર્લામેંટના મેમબર શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરનાં મુંબઇનાં આવકારનાં ફંડમાં રૂ૫૦૦).

વળી એ મંડલીના માલેકને નીચે મુજબ સોનાંના ચાંદો તથા યાદગારીની ચીજો ભેટ મલેલીછે:—

૧૮૮૧ તથા ૧૮૮૨ માં બરમાના રાજા થીબો તરફથી સોનાંના ચાંદ ૨). ૧૮૮૯ માં લાહોરના રહીસો તરફથી તથા ત્યાંના ઇંગ્રેજ અને દેશી મિત્રો તરફથી સોનાંના ચાંદ ૨) તથા પારસી દોસ્તો તરફથી સોનાનું ઘડીઆલ ૧) તેમજ ત્યાંની મેસાનીક લાડજ તરફથી રૂપાંનો ચાંદ ૧). ૧૮૯૦ માં કોલંબોના જરથોસ્તીઓ તરફથી રૂપાંનું વાઝ ૧).

એ કુંપનીને માટે જેપોરના માહરાજાએ ઇ૦ સ૦ ૧૮૮૦ માં રૂ૧૫૦૦૦૦) ને ખરચે એક ખાસ નાટકશાળા ત્યાં બંધાવી હતી, તથા પોતે હંમેશ તેના નાટકોમાં આવતા હતા. એજ મુજબ પતીઆલાના માહરાજાએ પણ ૧૮૯૧ માં પોતાનાં શેહરમાં એ કુંપનીને માટે એક ખાસ થીએટર બંધાવ્યું હતું.

એ કુંપનીનાં ઊપલા બે ભાગયાઓમાંના એક શેઠ ડોશાભાઇ ફરદુનજી મગોલ ઇ૦ સ૦ ૧૮૮૯ ના મારચ માસમાં દીલ્લી ખાતે મરણ પામ્યા હતા, અને હાલ એખલા શેઠ ખરશેદજી મેહરવાંનજી બાલીવાલા એ કુંપનીના માલેકછે.

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી મેએ ૧૮૯૮.

એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર અહુરમજદની મદદ. આએ મુકાંમ મુંબઇના "રેહેવાસી એ૦ નોશેરવાંનજી ખુરશેદજી કાંગાએ કુલે જરતો"શતીઓને વાપરવા સારૂં બંધાવેઓછે. રોજ ૨૯ મો "માહ ૮ મો શેહેનશાહી સને ૧૨૬૭ ઇઅજદજરદી સંવંત "૧૯૨૪ ના વઇસાખ વદ ૧૧ વાર શોમે તા૦ ૧૮ મી "મેએ સને ૧૮૬૮ ઇસવી."

પોતાની જાતી હુશીયારીથી વધતાં વધતાં ત્યાંના "હેડ ફોરમેન" અથવા વડા મીસ્તરી થયા હતા. પોતાનાં મરણ તુલીક ૪૩) વર્ષ વેર પાંચ જુદા જુદા "માસ્ટર બીલડરો" ના અમલમાં એવણે ઘણીક મનવારો તથા વાહણો બાંધ્યાં હતાં, તથા બેસુમાર બારકસોની મરામત કીધી હતી. મરીન ખાતાંના જુદા જુદા શુપરીટેંડંટોએ એવણને વારંવાર શાબાશી તથા ઈનામો આપ્યાં હતાં. એવણનાં રવાંનને અવલમંજલ પોંહચાડવા લઇ જતી વખતે એમનાં માનને ખાતર ગોદીના તમાંમ કામદારો એવણનાં ઘર આગલ એકઠા થઈ દોખમાં સુધી ગયા હતા.

---

### તા૦ ૨૩ મી મેએ.

મુંબઈ મધે "રાટન રો" નાં મેદાનમાં પારસીના છોકરાઓ ક્રિકેટ રમતા હતા તેઓનો એક દડો એક ઇંગ્રેજ કાનસ્ટેબલની બાયડીને લાગાથી અતરેના પોલીસ કમીશનર કાપટાંન એફ. એચ. સુટરે ત્યાં છોકરાઓને ક્રિકેટ રમતાં અટકાવ્યા હતા. એવામાં અતરેની હાઈ કોરટનો નામદાર જડજ સર જોસફ આરનોલડ તે તરફ ફરતો ફરતો આવી લાગાથી છોકરાઓએ તે નામદાર આગલ જઈ ફરીઆદ કીધાથી તે નામદારે આજનાં "બોમ્બે ગેઝેટ" માં એક પત્ર લખી ભલાંમણ કીધી હતી કે જે "સત્તાવાલાએ આ છોકરાઓને રમતાં અટકાવ્યાછે તેની ઉપર કોઇ બીજા સત્તાવાલાઓ અને વધારે ડાહપણવાલાએ સત્તા ચલાવી એ અટકાવ કાહડી નાખવો જોઇએ. પારસી નિશાલીયાઓ ક્રિકેટની રમત રમે તો તેથી કંટાલવું એ ઇંગ્રેજના ખાલાસથી ઉલટુંછે. આ છોકરાઓ પોતાના મરદાંનગી ભરેલા દાવમાં આટલી કાલજી ધરાવેછે તે જોઇ તથા સાંભલીને મારૂં દીલ ખુશી થાયછે. એ ઉપરથી જણાયછે કે જો કે તેઓ દેશનિકાલ થયલા અને વ્યાપારી બન્યાછે, તોપણ કેખશરૂ, અરદેશર અને શાપુરનું જુનું લોહી હજી તેઓની રગમાં દોડેછે."[1]

---

### તા૦ ૨૪ મી મેએ.

સુરત મધે નાનપરામાં આજ દીને શેઠ પાલણજી બેજનજી કોટવાલે "ખરો સુધારો તથા કેળવણી તે શાને કેહવી અને તે કઈરીતે હાંસલ થઇ શકેછે" એ બાબદ ઉપર એક જાહેર ભાષાણ કીધું હતું.[2]

---

### તા૦ ૨૭ મી મેએ.

રોજ ૮ માહા ૯ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—બેહરાંમજી પેશતનજી મીનીબેગ[3]—ઉમર વર્ષ ૭૮) શેઠ પેશતનજી માણેકજી મીનીબેગના દીકરા. એવણ પોતાના બુજર્ગ દેખાવને લીધે "પપા" નાં નામથી લોકોમાં ઓળખાતા હતા. પ્રથમમાં એવણ અતરેના જાણીતા કમીશન એજંટ તથા લીલાંઉખાંનાંવાલા મેશરસ ડીકસ બ્રોગસ અને ત્યારબાદ એજ ધંધાવાલા મેશરસ પટસની કુંપની અને પછવાડેથી મેશરસ બેકસની કુંપનીમાં ભાગયા હતા. ઇ૦ સ૦ ૧૮૫૫ થી એવણે લીલાંઉખાંનાંનો ધંધો છોડી એકાંત જીંદગી ગુજારી હતી.

---

### તા૦ ૧ લી જુન.

શેઠ ફરાંમજી રૂસતમજી વીકાજી, બી. એ. ને મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક તથા ઇનિટરપ્રેટર નેમ્યા હતા.[4]

---

### તા૦ ૧૧ મી જુન.

શેઠ આદરજી જીવણજીને નામદાર સરકારે અમદાવાદ મધે ધંધા વ્યાપાર પરના" સરટીફીકેટ" ટેક્ષના કલેકટર નેમ્યા હતા.[5]

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૩ મી મેએ ૧૮૬૮.

સર જોસફ આરનોલડનો આ પત્ર અતરે સદાબરો ઉતારી લઇજીએ છૈયે:—

To the Editor of the Bombay Gazette,

Sir,—As I was taking my stroll this evening by the side of Rotten Row, several Parsee lads came running up to informe me that their cricket in Mr. Bellasis's oval had been suddenly stopped, by one having authority, in consequence of a stray ball having found its way as far as carriage drive. I hope this is not so, or that if such order has been issued by "an authority" some higher authority, with more good sense, will lose no time in rescinding it.

We, English, no doubt are reputed to prefer taking our pleasures sadly and exclusively, but it must be a very un-English sport of exclusiveness that feels itself annoyed by a few noisy games of cricket played in its neighbourhood by Parsee school boys. Tastes differ; but for my part it does my heart good to see and hear these vigorous lads so earnest about their manly game. It shows that though the sons of exiles and traders, they have still running in their veins some of the old blood of Kaikushroo, and Ardaseer, and Shapoorjee, whom we, after the Greeks, prefer calling Cyrus, and Artaxerxes and Sapor.

There, Mr. Editor, topics are few, the weather is hot; I have dropped a ball before your bat; it is for you to knock it about with as much vigour as (not being a Parsee lad) can in this heat be expected of you.

Yours &c.

J. ARNOULD.

High Court, 22nd May.

૨ મુંબઇ ચાબુક, તા૦ ૨૭ મી મારચ ૧૮૬૯.

૩ મરહુમ શેઠ રૂસતમજી બેહરાંમજી મીનીબેગ અથવા પાપાના બાવા. એવણના બાવા શેઠ પેશતનજી માણેકજી કેહછે કે હમેશાં રોકડ રૂપીઆની કોથલીઓ રાખતા હોવાથી "મનીબેગ" નાં નામથી ઓળખાતા હતા.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૩૦ મી મેએ ૧૮૬૮.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૧ મી જુન ૧૮૬૮.

### તા૦ ૧૫ મી જુન.

વલસાડનાં દવાખાંનાંમાં જુરીથી તપાસવાને લાયકનાં મુરદાં પેટ ચીરવાને માટે કલાકો સુધી રાખી મેલવાથી દવાખાનાંમાં આવનારાં આજારી માણસોને કેવી પ્રકારની અડચણો પડેછે, તે બાબે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ નામદાર સરકારનું એક પત્ર લખી ધીઆંન ખેંચ્યું હતું. તે ઉપરથી આજ દીને ઉત્તર વિભાગના રેવીન્યુ કમીશનર મી૦ એ. એફ. બેલાસીસે એક રીપોર્ટ સરકારમાં મોકલી શેઠ કાવશજીએ લખેલો વાંધો વાજબી જણાવી હવેથી માહેલાં પ્રાંતોનાં દવાખાંનાંઓમાં મુરદાં રાખવામાં આવશે નહી, અને ગામના વસ્તીવાલા ભાગથી દુર એ માટે એલાહેદી જગાઓ રાખવામાં આવશે એમ જણાવ્યું હતું.[1]

### તા૦ ૧૬ મી જુન.

શેઠો શોરાબજી એદલજી દારૂવાલા (હાઈ કોરટના ઈનટરપ્રેટર) અને નશરવાંનજી જમશેદજી રતનાગર "બે પારસી વીદીઆરથી" ને નામે "શેકસપીઅર" ના નાટકોમાંની કેટલીક વારતાઓનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક પુસ્તક બાહેર પાડ્યું હતું.[2] એ પુસ્તકના દીબાચામાં કર્તાઓએ શેઠ ખરશેદજી રૂસ્તમજી થાંણેવાળાનો મોટો ઉપકાર માનયો છે કે તેમની મદદ ન હોતતો આ પુસ્તક બાહેર પડત નહી.

### તા૦ ૧૯ મી જુન.

રોજ ૧ માહા ૧૦ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

બાઈ માણેકબાઇ તે શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઈનાં બીજીવારનાં ધણીઆંનીએ નવસારી મધે મોટા ફળીઆને નાકે ગોલવાડમાં એક કુવો બંધાવી લોકોના વપરાશને માટે ખોલ્લો મુકયો હતો.[3]

### તા૦ ૨૦ મી જુન.

એ૦ બચાભાઈ ફરાંમજી રબાડીએ "આઇને દીન બેહ માજદીઅસની" નામની જરથોસ્તી ધર્મને લગતું જ્ઞાન આપવાની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[4]

### તા૦ ૨૧ મી જુન.

જરમનીવાલા પ્રોફેસર થીઓડોર બેનફીએ "ત્રેતોના આથવીઆંના" (યાને ફરેદુન આથવીઆંન) શબ્દ જે ઝંદમાં પુલ્લીંગછે તેના સ્ત્રીલીંગ વિષે કમપારેટીવ માઇથોલોજીને આધારે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[5]

### તા૦ ૨૩ મી જુન.

મુંબઈના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડે આજ દીને પુણાં મધે કોનસીલ રૂમમાં એક "લેવી" ભરી હતી. જે વેળાએ પારસીઓમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠ બેહરાંમજી જીજીભાઇ, ખાંનબાહદુર પદમજી પેશતનજી, ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપ આશાના, દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપ આશાના, દસ્તુર તેહમુલજી મનોચેરજી હોજદાર, શેઠો દોરાબજી અને નવરોજજી પદમજી પેશતનજી, અરદેસર ખરશેદજી મુનસફ, પેશતનજી જાંગીરજી તાલેયારખાંન હાજર થયા હતા.[6]

### તા૦ ૨૭ મી જુન.

રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ હીરાંબાઇ તે મરહુમ શેઠ હોરમજજી બેહરાંમજી સોપારીવાલાનાં વીધવા જેઓ મુંબાઈ મધે ગુજરયાં હતાં તેઓનાં કરાંચી મધે થયલાં ઉઠમણાંમાં તેમના દીકરા શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાએ કરાંચી મધે એક કુવો બધાવવા તથા બીજાં ત્યાંનાં ધર્મખાતાંઓમાં રૂ૧૧૩૬) આપ્યા હતા.[7]

### તા૦ ૫ મી જુલાઈ.

રોજ ૧૭ માહ ૧૦ (શે૦) ૧૨૩૭ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી નવરોજજી હાએવાએ[8]—ઉમર વર્ષ ૬૫) શેઠ નવરોજજી ખરશેદજી હાએવાએના દીકરા.

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૨૭ મી જુન ૧૮૬૮.

૨ "'શેકસપીઅર' ના નાટકોમાંની વારતા. (ઇંગ્રેજી પરથી ગુજરાતીમાં) બનાવનાર, "બે પારસી વીદીઆરથી." મુંબઇ મધે ઇમ્પીરિયલ પ્રેસમાં નવરોજજી ફરાંમજીએ છાપ્યું છે. ૧૮૬૮."

૩ આ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"પાક દાદાર હોરમજદની બખશેશથી આએ કુવો બાઇ
"માણેકબાઇ, બેહેરાંમજી નશરવાંનજી સીરવાઇની ધણીઆં-
"નીએ બંધાવ્યોછે. રોજ ૧ લો માહ ૧૦ મો શેહેનશાઇ
"સને ૧૨૩૭ ઇઅજદેજરદી. સને ૧૮૬૮ ઇશવી."

૪ "આઇને દીન બેહ માજદીઅસની, ઇઆને ભલી માજદીઅસની દીનમાં ફરમાવેલી ધરમનીતી અથવા બોલાશા ભરેલી વાતો. તથા ઇઅજદાંપરશતી દીનને આધીન રેહેનારા શાહેબોને માજદીઅશની બરહક દીનનું ગનેઆંન મલવાને વાશતે ઝંદ અવસતાના દાખલા અને દલીલોથી કેટલીએક જાણવાજોગ બાબદોનો ખોલાશો. બનાવનાર, એરવદ બચાભાઇ ફરાંમજી. મુંબઇ પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપીછે. શને ૧૨૩૭ ઇઅજદેજરદી. સને ૧૮૬૮ ઇસવી."

૫ "Tpitonia Aoana, femininum des Zendischen masculinum Thraétáuna Athwyana. Ein Beitray zur vergleichenden mythologie. von, Theodor Benfey. Gottingen, 1868."

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી જુન ૧૮૬૮.

૭ મુંબઇ ચાબુક, તા૦ ૮ મી જુલાઇ ૧૮૬૮.

એ બાઇના એક દીકરા શેઠ દીનશાહજી હોરમજજી સોપારીવાલાએ પોતાનાં બુજર્ગ માતાજીનાં માનને ખાતર તેમનાં રવાંનને અવલમંજલ પોહચાડતી વખતે પોતે તેમને ખાંધ મારી હતી, કે જે રેવાજ એની ઘણું આગમજના વખતમાં પારસીઓમાં હતો.

૮ એવણના વડા દીકરા શેઠ જમશેદજી ફરાંમજી હાએવાએ પણ પોતાના બાપનાં ભીલાંડીખાંનાંઓના કામમાં

